# કળિયુગ

ભાગ પહેલો

લેખક: ઈશ્વર પેટલીકર

નવસર્જન કાર્યાલય : મોટા આંકડિયા

# લેખકનાં પુસ્તકો

## નવલકથા

(૧) જનમટીપ (બીજી આવૃત્તિ)

(૨) લખ્યાલેખ ( ,, ,, )

(૩) ધરતીનો અવતાર

(૪) પંખીનો મેળો

(૫) પાતાળ કૂવો

(૬) કળિયુગ ભા. ૧

(૭) કળિયુગ ભા. ૨

## નવલિકા

(૮) તાણાવાણા

(૯) માનતા

(૧૦) પટલાઈના પેચ ભા. ૧

(૧૧) પટલાઇના પેચ ભા. ૨

## રેખાચિત્રો

(૧૨) ગ્રામચિત્રો

# કળિયુગ

## ભાગ પહેલો

ઈશ્વર પેટલીકર



નવસર્જન કાર્યાલય

મોટા આંકડિયા : કાઠિયાવાડ.

પહેલી આવૃત્તિ
ફેબ્રુઆરી '૪૮



કિંમત
રૂપિયા ત્રણ



પ્રકાશકઃ
ચુનિલાલ માણેકચંદ રવાણી
શિષ્ટ સાહિત્ય મુદ્રણાલય
મોટા આંકડિયા – ( કાઠિ. )

મુદ્રકઃ
ગોવિંદલાલ મોહનલાલ જાની
હીરા પ્રિન્ટરી, રતનપોળ,
અમદાવાદ.

સત્‌યુગ બનો એવા આશીર્વાદ સાથે મારાં બાળકો,

**ચિ. રમેશ, ચિ. નિરંજના અને ચિ મહેન્દ્રને**

# ૧

મોહનપરાનું મંદિરવાળું ફળિયું પંચરંગી વસ્તીનું હતું. સાચી રીતે કહીએ તો એને ફળિયું પણ ન કહેવાય. ગામનો મુખ્ય ધોરી રસ્તો એ ફળિયાની વચ્ચે થઈને જતો હતો, એટલે મહોલ્લાને ઘરના જેવો જે બંધ હોય છે, તેવું અહીં ન હતું. વળી ગામની બે મોટી દુકાનો એમાં આવેલી હતી, એટલે ત્યાં બજારનો દેખાવ પણ થઈ રહેતો. આ ઉપરાંત બ્રાહ્મણ, વાણિયા, પાટીદાર, સુથાર અને વાળંદ, એમ પાંચ જ્ઞાતિનાં એમાં ઘરો હતાં એટલે પંચરંગી વસ્તીને લીધે અનેકરંગી એના ઢંગ હતા. જેમ શહેરના મુખ્ય રસ્તા ઉપર દુકાનો અને ભેગી વસ્તી હોય, એને મળતું મંદિરવાળું ફળિયું હતું, એમ કહેવાય.

આથી એ ફળિયાની વસ્તીને બહુ સાવધ રહેવું પડતું. બહાર ગમે તે વસ્તુ પડી હોય તે, જેમ બીજાં ફળીમાં સલામત ગણાય, તે અહીં સલામત ન ગણાતી. બહાર કાંઈ દાણોપાણી, પાપડ કે

સેવ, સૂકવવા મૂક્યાં હોય તો એને ચોકિયાત જોઈએ. ક્યારે ધોરી રસ્તા ઉપર જતાંઆવતાં ઢોર એમાં મોં ઘાલી બેસે એ ન કહેવાય. વળી ઢોરની પાછળ એનો ધણી હોય એટલે બે મોઢાં એ ભરી લે એટલેથી જ પતે. પણ રખડતી ગાય કે ગધેડું જો આવી ચડ્યું તો ખલાસ.

આ બધી મુશ્કેલીથી ફળિયાનાં લોક ટેવાઈ ગયેલાં હતાં. એને માટે એ પૂરતો બંદોબસ્ત પણ રાખતાં હતાં. પરંતુ બકોર ભગતે ગોવિંદ માટે જ્યારથી બકરી રાખી હતી ત્યારથી આખું ફળિયું ત્રાહિમામ્ ત્રાહિમામ્ પોકારી ઊઠ્યું હતું. બકરી એવી બિલ્લી પગે આવતી કે પગરવનો સહેજ પણ ગણુસારો થવા દેતી નહિ. બડૂકો બોલાવ્યા વગર સૂકવેલા દાણા એવા બેકી દાઢે ખાઈ જતી કે શકરાબાજ જેવી શની વાળંદણ પણ ગોથું ખાઈ જતી.

આમ જ્યાં સુધી બહાર સૂકવેલી વસ્તુ એ ખાઈ જતી ત્યાં સુધી તો બકરીની એ મસ્તી વેઠી શકાય તેવી હતી. પરંતુ ધીમે ધીમે એણે ઘરમાં ઘૂસવા માંડયું. એની તરફ નજર કરવા જ બૈરાં ઓછાં નવરાં છે ? એ સહેજ આવાં પાછાં થયાં હોય, ચૂલા આગળ હોય, ત્યાં એ ઘરમાં ઘૂસી જતી. ચોરને પણ જે ચાલાકી ન આવડે તેવી ચતુરાઈથી એ ધીરે રહીને અંદર સરકી જાય. અને ઘરમાં શું ન પડયું હોય ? તાજી તુવેરની શીંગો શાક માટે લાવીને નીચે નાખી હોય તેનો બડૂકો બોલાવી જતી બપોરની વેળામાં છડવા માટે ચોખા, બાજરી કાઢીને ટોપલીમાં મૂક્યાં હોય તે વાગોળી જતી. ચૂલા સુધી પેસી જાય અને છાશની દોણી હડીએ ચડી ગઈ તો તે બચબચ કરતી પી જાય. છેવટ કોઈ ચીજ એની હાથ ન આવે અને ભોંઠી પડી ખાલી હાથે પાછા વળવાની વેળા આવે તો છેવટ પાણિયાળામાં નીચે પાણી હોય તેમાં મોં ઘાલી એને સોળવે ત્યારે એ જંપે !

તોફાન કરવામાં આટલી શૂરી છતાં માર ખાવાનો વખત આવે ત્યારે એ ગરીબ ગાય જેવી થઈ જાય. બેં બેં કરતી વાઘે ઝાલી હોય તેમ એવી ઉપરાઉપરી ચીસો પાડી ઊઠે કે મારવા ઉગામેલી લાકડી નરમ પડી જાય. અને નરમ માર પડે છતાં તે સમાણી એ પેશાબ અને લીંડીઓ કરી નાખે. મારનારને એની એ ગરીબાઇ જોઈ દયા આવી જતી. ગમે તેટલું નુકસાન થયું હોય છતાં ક્રોધ શમી જતો. અને એ સમો માફી આપ્યાનો બોલ નીકળી જતો—રાંડ લુચ્ચી! જા, તારા જેવું કોણ થાય! બકરી ય એવી ટેવાઈ ગયેલી કે એ તકનો લાભ લેઈ ને ડાહીડમરી બની પોબારા ગણી જતી.

એના ગરીબ સ્વભાવને લીધે કળિયાનાં છોકરાં બધાં બકરી ભણી હતાં. એનાં બે લવારાંને છોકરાં ઊંચકી ઊંચકીને ફરતાં પણ એ કોઈનું નામ ન દેતી. વળી એકાદ નાના છોકરાને બે બાજુથી પકડી રાખીને એની પીઠ ઉપર બેસાડે તો એ એને પાડી નાખવાને બદલે ઊંચકીને ધીમે ધીમે ચાલતી. જાણે વરઘોડો નીકળ્યો હોય તેમ બીજાં છોકરાં એની પાછળ પાછળ ચાલતાં અને શોરબકોર મચાવી મૂકતાં. કોઈ કોઈ છોકરું એને કોટે વળગી પડી એને બચી પણ કરતું. કોઈ તોફાની બાળક લવારાને આંચળે વળગાડી ધવડાવી મૂકતું ત્યારે બકરીને બરાબર ખબર હતી કે બેકાર ભગતનો માર ખાવો પડશે, છતાં છોકરાંને રાજી રાખવા એ લવારાંને ધાવવા દેતી. બાકી એ વગર, લવારાં પોતે ધાવવા આવતાં તો એ પગનું છાંસિયું કરી એમના મોઢામાં આંચળ આવવા દેતી નહિ.

એટલે કોઈ વખત ઘરમાં પેસી એનાથી માફ ન થાય એટલું નુકસાન થયું હોય અને ઘરની સ્રી માફ નહિ કરે, એવી એને પકડાઈ જતાં ખાતરી થઇ જાય તો એ બેં બેં કરી એવું કળિયું ગજવી મૂકતી કે એની વહારે બાળકો આવી પહોંચતાં. ઘરનું બાળક

માના હાથની લાકડી ઝાલી લેઈ બકરી બદલ મારી માગતું હોય તેમ કહેતું—ના, બા! મંગીને ના મારીશ. અને ટોળે વળેલાં બાળકો મંગીને માનતાન સાથે, વાજતે ગાજતે છોડાવી જતાં.

આટઆટલા મંગીના ગુના માફ થતા તેનું બીજું પણ કારણ હતું. બકોર ભગતના પંદર વાસાના પૌત્ર ગોવિંદની એ મા બની હતી. એનું દૂધ એવું સરસ માફક આવી ગયું હતું કે. ૭ માસ થયાં છતાં ગોવિંદને સાજામાંદાંની છીંક સુદ્ધાં પણ આવી ન હતી. સગી માનું ધાવણ મળ્યું હોત તો પણ ગોવિંદ રૂના પોલવા જેવો હષ્ટપુષ્ટ ન હોત, તેમ આખું ફળિયું એકી અવાજે કહેતું હતું.

બકોર ભગત બકરી લાવ્યા ત્યારે સૌ કહેતું હતું કે એ બધાં ફાંફાં છે. પંદર વાસાનું બાળક, ઘરમાં સ્ત્રી વગર કદી ઊછરતું હશે, જીવતું હશે? બાળક ઉછેરવાની તે કંઈ ઓછી ગોઠવેણ છે? પચ્ચાસ વર્ષે બકોર ભગત બાળક ઉછેરવાનું શીખવાના હતા? બકરીનું દૂધ પાયે જો એમ છોકરાં ઊછરતાં હોય તો પછી માની કિંમત જ શી?

પરંતુ એ બધા બોલ ૭ માસની અંદર, બોલનારના મોંમાં પાછા પેસી ગયા. પાંચમે મહિને ગોવિંદ બેસતાં શીખ્યો. ભગત એ હાથના તાળીઓ પાડી એને 'રાધે રાધે' કરાવતા હતા. બોલતાં હજુ એને નહોતું આવડયું, પરંતુ એના નાજુક હાથે મંદિરની આરતી ચાલે ત્યાં સુધી એ તાળી પાડયા કરતો હતો. પ્રભુદર્શને આવેલાં સ્ત્રીપુરુષો પ્રભુ તરફ લક્ષ આપવાને બદલે ગોવિંદ તરફ તાકી રહેતાં. બાળકો, જે ઘંટ, નગારું વગાડવાની લાલચે, પરસાદની આશાએ, આરતી વખતે આવી પહોંચતાં હતાં, એમને ગોવિંદની એક નવી લાલચ વધી. ગોવિંદને રમાડવા બાળકો પડાપડી કરતાં.

બકોર ભગતથી પણ લોકો વારી ગયા. પચ્ચાસ વર્ષની ઉમર સુધી એમણે ચૂલાનું મોં જોયું ન હતું. પછી રાંધતાં તો આવડે જ શાનું? ખેતી અને ભજન, એ બેમાં જ એમનું મૂળથી લક્ષ હતું. છતાં પચ્ચાસમે વર્ષે પંદરવાસાનો પૌત્ર ઉછેરવાની

જવાબદારી પોતાના ઉપર આવી પડી ત્યારે 'ગોવિંદ, ગોવિંદ'નું હરિસ્મરણ કરતાં એમણે તે કર્તવ્ય પણ માથે ચડાવ્યું. મા, કરતાં ય ચડે તેટલી ઊઠવેઠ એમણે કરવા માંડી. મા તો બાળક રડે ત્યારે જ ધવરાવવાનું નામ લે, પરંતુ ભગત તો દૂધ પાવાનો એમણે સૂર્યના તાપના પડછાયાના આધારે જે વખત નક્કી કરેલો તે પ્રમાણે, એ ઊંઘતો હોય તો જગાડીને ય પાય. બૈરાં સલાહ આપતાં કે ઊંઘતાં બાળકને જગાડવાનું કારણ નહિ, જાગે ત્યારે દૂધ પાવું. પણ એ દલીલ એ સ્વીકારતા નહિ. કહેતા—બાળકને કંઈ ભાન છે? એ ભૂખ્યું થયું છે કે નહિ, એ તો આપણે શરત રાખવી જોઈએ. વખત થાય એટલે ભૂખ્યું થયા વગર બાળક ન જ રહે!

એ રડયે ચડયું હોય ત્યારે પણ પુરુષ સ્વભાવ પ્રમાણે ખિજાઈ ન જતાં, ધીરજથી એને છાનો રાખવા પ્રયત્ન કરતા. બારણાની સાંકળ ખખડાવતા, થાળી ઉપર વેલણના ટકોરા મારી આરતી કરતા, બકરીનો આંચળ પકડી દૂધની શેઢ મારવાની રમત કરતા, મંદિરમાં પોપટનું પાંજરું હતું, ત્યાં લેઈ જઈ પોપટ બતાવતા. રણછોડજી અને લક્ષ્મીજીની મૂર્તિઓ બતાવતા. મંદિરમાં ગાય હતી એના ગળાની ટોકરી હલાવી રણકાર કરી બતાવતા. પરંતુ ગાય એવી મિજાજી હતી કે તરત માથું વીંજતી એટલે ખસી જવું પડતું. કુરકુરિયાંને ખોળામાં લેઈ ગોવિંદનો હાથ એનાં રુવાંટાં ઉપર ફેરવતા.

આમ બાળકના ઉછેરનો કોઈ જાતનો અનુભવ ન હતો છતાં બેકાર ભગત પોતાની રીતે ગોવિંદને ઉછેરતા હતા. અને એ દરેકનું મન લોભાવે તેવી રીતે ઊછરતો હતો. એમાં મંગીના દૂધનો મોટો હિસ્સો હતો એટલે મંગી એ રીતે પણ ફળિયાવાળાંને વહાલી હતી.

પરંતુ અતિ લાડ જેમ બાળકને નવી નવી કુટેવો શીખવે, તેમ મંગીનું પણ બન્યું. એણે વાસેલું બારણું ઉઘાડીને ઘરમાં પેસી જવાનું તોફાન માંડયું ત્યારે તો ફળિયાવાળાં ઊકળી ઊઠ્યાં.

બારણા બહાર ખીલે બકોર ભગત મંગીને બાંધી મૂકતા, તેથી ઉલાળો ખેંચી બારણું ઉઘાડતાં ભગતને કાયમ જોવાથી એ બારણું ઉઘાડવાની કળા શીખી ગઈ. બૈરાં અમસ્તાં જોડેના ઘેર બેસવા જાય તેમાં કંઈ બારણાને સાંકળ વાસીને ઓછાં જાય છે? ઠાલું વાસી મૂકે. મંગી મોં વતી ઉલાળાની દોરી ખેંચી, આગલા પગે બારણું ઠેલીને ઉઘાડતી. શરૂ શરૂમાં તો બારણું વાસવાનું રહી ગયું હશે તેમ માની સ્ત્રીઓ ભુલાવામાં પડતી. પરંતુ એક વખત મંગીની ચોરી પકડાઈ ગઈ. એ જાતે જ બારણું ઉઘાડે છે એ વાત ગામમાં આશ્ચર્ય અને નવાઇનો વિષય થઈ પડયો. છોકરાંને તો એ મઝાની રમત થઈ પડી. બારણા પાસે એને લેઈ જઈ બાળકો બારણું ઉઘાડાવવાની રમત એની પાસે કરાવવા લાગ્યાં.

એટલે હવે તો બારણું વાસવું એ જ મુખ્ય વાત ન રહી પણ સાંકળ વાસવાનું ભૂલવું ન જોઇએ, એમ બૈરાંએ નવી ટેવ કેળવવા મગજમાં ખીલો મારીને ઠસાવવા માંડયું. ફળિયામાં મંગીનો ભોગ શની વાળંદણ વધુ થતી. કારણ કે, દિવસનો મોટો ભાગ એને ઘર છોડી બહાર કામે જવાનું રહેતું. સવારના પહોરમાં પાણી હોય, તે પછી ઘરાકનાં લૂગડાં લેઈ તળાવે ધોવા જતી. ખાસ્સા બે કલાક તો એના એમાં જાય. એ બધાં લૂગડાં પાછાં ઘેર ઘેર જઈ મૂકવવાનાં પણ એને માથે. બપોર પછી ઘરાકોને ઘેર બૈરાંનાં માથાં ગૂંથવા નીકળી જતી.

આમ શનીને આખા દા'ડો બહારનું કામ રહ્યું એટલે મંગીના તોફાનને એ કયાં સાચવીને બેસી રહે? આજે બપોરે ઘરાકને ઘેર જતા પહેલાં બશેરની સેવો વણી હતી, તે ખાટલો ઘરમાં ઘાલી, બહાર સાંકળ વાસી, જતી વખતે એ છોટિયાને કહેતી ગઈ હતી કે મારા આવ્યા સિવાય કોઈ બારણું ઉઘાડશો નહિ. પાણી પીવું હોય તો પાડોસમાં પી લેજે એમ પણ સૂચના આપી હતી.

છોટિયો બારણું ઉઘાડત પણ નહિ. પરંતુ ગિલ્લીદંડાની રમત

એવી સરસ જામી કે પોતાનો દાવ આ વખત પોતાના દંડાથી લેવો એમ એ ધૂનમાં આવી ગયો. ઉતાવળો ઉતાવળો, ઘેર દોડયો. સાંકળ વાસેલી જોતાં પોતાના એક મિત્રને બૂમ પાડી. એ ઘોડો થયો. બૂહા ઉપર પગ મૂકતાં એ સાંકળે અડી ગયો. બારણું ઉઘાડ્યું. ગિલ્લીદંડો લીધો. ધૂનમાં ને ધૂનમાં સાંકળ વાસ્યા વગર એ ઠાલું બારણું વાસીને રમતના મેદાન ઉપર દોડી ગયો. અને કર્મના જોગે મંગી આવી પહોંચી. એ લુચ્ચીને તો કહેવાનું જ શું? બારણું ઉઘાડી એ તો પેસી ગઈ. પરસાળમાં જ સેવનો ખાટલો હતો તે એણે તો સફાચટ કર્યો.

રમત પૂરી થતાં છોટિયો ઘેર દોડયો. બારણું ઉઘાડું જોયું. સેવોના થોડા દોરા અહીંતહીં વેરાયેલા પડયા હતા. એ સમજી ગયો. મંગી ઉપર એને રીસ ચડી. પણ એ કરતાં માની એને એટલી બધી બીક લાગી કે બારણું ઠાલું વાસી, સાંકળ વાસવાની ખટપટમાં પડ્યા વગર તળાવ ઉપર, દૂર દૂર રમવા નાસી છૂટયો.

શની આવી. સાંકળ ઉઘાડી જોઈ એને ધ્રાસકો પડયો. બારણું ઉઘાડતાં જ એ ક્રોધથી સળગી ગઈ. એ હતી તો ચોખ્ખા દિલની કપટ વગરની, પણ ખિજાઈ જતી ત્યારે ન બોલવાનું પણ બોલી ઊઠતી.

'મૂઓ એ ભગતનો છોકરો ઊછરવાનો હોય તો ઊછરે, નહિ તો પડે એંસી હાથના ધરામાં.' એમ ફૂંફાડો મારતી એણે ક્રોધમાં ને ક્રોધમાં ધડીમ અવાજ કરી બારણું બંધ કર્યું. પાડોશણ રેવા એ સમી ઘરમાંથી બહાર આવી.

શની ક્રોધ ઠાલવતાં બોલીઃ 'આ ભગતડાને આપણે વળી ધરમમાં કશું કે'તાં નથી ત્યારે સાવ બકરીને છૂટી મૂકે છે. આ મારી બશેરની સેવો......'

અને શની એ જ ક્રોધભરી ભગતના ઘર ભણી નાઠી. શનીના સ્વભાવને પાડોશમાં રહી સારી રીતે પિછાણી ગયેલી રેવા સમજી ગઈ કે, ભગતના ઘોળામાં આ રાંડ ધૂળ ભર્યા વગર નહિ રહે!

ગોવિંદ રમતો હોય, રડતો હોય, હીંચતો હોય કે ગેલમાં હોય, અકોર ભગતે એને માટે એક જ રામબાણ દવા રાખી હતી. તાળી પાડતા જાય, મોં મલકાવતા જાય, અને ગાતા જાય—

રાધે ગોવિંદ રાધે,
શીરો પૂરી ખાજે;
શીરાને તો વાર છે,
પૂરીઓ તૈયાર છે.

એ સાંભળી મંદિરના પૂજારી શિવશંકર મહારાજ બોલી ઊઠતા: 'ભગત ! છોકરાને ખાલી જ લાડ લડાવો છો ને ? શીરો અને પૂરી તો પછી, એક વખત માટલીમાં જુઓ જોઈ ઘઉંનો લોટ જ હોય તો !'

ભગતના મોં ઉપર મલકાટની જગાએ કરુણતા છવાઈ જતી. આંખમાં જળજળિયાં આવી જતાં. જુવાનજોધ પુત્ર અને પુત્રવધૂનાં બે માસના અંતરે થયેલા મોતના કારી ઘામાંથી વેદના વહેવા લાગતી. ગળગળા અવાજે એ જવાબ આપતા : 'મહારાજ! એના કરમમાં શીરોપૂરી હશે તો કોઈ મિથ્યા કરનાર નથી. અને નહિ હોય તો હું ગમે તેટલી તૃષ્ણા રાખું એથી શું વળે ?'

શિવશંકર એમને આશ્વાસન આપતાં કહેતા: 'તમારા જેવાં શીરોપૂરી તો મા હોત તો ય ન ખવડાવી શકત. બાળારાજાને તમે મળ્યા છો પછી શી કમીના છે?' અને ઘડીભર ગોવિંદના લલાટ તરફ તાકી રહી કહેતા: 'મારું કહ્યું ખોટું પડે તો જો જો. એનું વિશાળ અને કપાળ મોટું માથું ચોખ્ખું કહી આપે છે કે એ મોટો ભાગ્યશાળી છે. બાકી, માને ય ટપી જાય એવાં લાડ દાદા પાસેથી મળે!'

શિવશંકરનો આભાર માનતાં ભગત કહેતા: 'લાડ બાડ તો ઠીક. પણ તમે બેઉ ન હોત તો હું વળી છોકરાને ઉછેરવાનું શી રીતે શીખત? અને હું તો ધરમ કે શરમે કરું એમાં કોને ઉપકાર કરું છું? પણ તમે બેઉ......' ભગતનો કંઠ ભીનો થઈ જતો.

વાત પણ ખોટી ન હતી. શિવશંકર અને નર્મદા ગોરાણી એ બેઉ પતિપત્નીનાં હૂંફ ઓછી ન હતી. ભગત કરતાં શિવશંકર પાંચેક વર્ષે મોટા હતા. શિવશંકરને આ ગામમાં આવ્યાં ત્રીસ વર્ષ થયાં ત્યારનો એ બંનેને સંબંધ. મંદિરને અડીને જ ભગતનું ઘર, એટલે પાડોશી તરીકેનો સંબંધ અને ભક્તિપ્રધાન બંનેના જીવ, એટલે એમ બેઉ રીતે બંનેનો મેળ દૂધસાકર જેમ જામી ગયો હતો.

શિવશંકર ફરતા ફરતા કથા કરવા મોહનપરામાં આવ્યા હતા. તે વખતે ૨૫ વર્ષની ભરજુવાન અવસ્થા હતી. ગરીબ માબાપ પાંચેક વર્ષ ઉપર ગુજરી ગયાં હતાં. એક બહેન હતી તે પરણાવેલી હતી. ગામના લોકોએ એમના ગુણ જોઈ મંદિરમાં પૂજારી તરીકે રહી જવા આગ્રહ કર્યો ત્યારે એમને બીજે માયા સંકેલવાની ન હતી. એ કથા કરવા આવ્યા હતા તેમાંથી કાયમના રહી ગયા.

પરંતુ તે વખતે એમને એ ખ્યાલ નહોતો કે આ પગલાથી પોતે ગામની શિરોમણિ જ્ઞાતિ, બ્રાહ્મણની આંખમાં કણાની પેઠે

ખૂંચવાના હતા. પાંચ વર્ષ પહેલાં જૂના પૂજારી ગુજરી ગયા હતા. વચ્ચે ત્રણ નવા પૂજારીઓ ગામે બહારથી આવ્યા, પરંતુ એ ન ટક્યા. બ્રાહ્મણોએ ન ટકવા દીધા. પૂજારીની ગેરહાજરીમાં બ્રાહ્મણના સાત ઘર વારાફરતી મંદિરની પૂજા કરતાં. અને મંદિરની ૪૦ વીઘાં જમીનની આવક, અને ગામની બીજી આવક, ભાગે પડતી વહેંચી લેતાં. આવું ઉત્પન્ન પૂજારી આવે એટલે જતું રહે એ બ્રાહ્મણોથી કેમ વેઠાય ?

લોકોને પણ ગામના બ્રાહ્મણો ઉત્પન્ન ખાય એ નહોતું ગમતું એમ નહિ. પરંતુ એના બદલામાં લોકો જે આશા રાખતા એ બ્રાહ્મણો તરફથી મળતી નહિ. એ તો વેઠિયાવાડની જેમ વખત થાય ત્યારે મંદિર ઉઘાડી આરતી ઉતારી જાય, ભગવાનને નવડાવી જાય અને થાળ ધરાવી જાય. પરંતુ બપોરે કથાકિર્તન કે સત્સંગ જેવું કંઇ થતું નહિ. રાતે ભજનમંડળી જામતી નહિ. લોકોને તો એવો પૂજારી જોઈતો હતો કે જે કાયમ મંદિરનો થઈ રહે. ગામને શિવશંકર એવા મળી રહ્યા.

શિવશંકર કાશીએ બે વર્ષ રહેલા હતા. સંસ્કૃત થોડું જાણતા. જ્યોતિષમાં કંઈ સમજતા અને કથા તો સુંદર કહેતા. ઉપરાંત વૈદું જાણતા. એટલે બ્રાહ્મણોના કોપનો પાર ન રહ્યો. બધી વાતે એમના કરતાં આગળ ગયેલા એ જુવાનિયાની ટાંઢાપાણીએ ખસ કાઢવા સરજરામ તરવાડી લાગ શોધી રહ્યા હતા.

પરંતુ એ જ વર્ષમાં શિવશંકર ગામને એટલા ભાવી ગયા કે, જૂના, ખખડધજ મંદિરને ઠેકાણે નવું બાંધવું એમ ગામલોકોએ નક્કી કર્યું. ઘરદીઠ ઉઘરાણું કર્યું જૂના મંદિરને ઠેકાણે નવું મંદિર બંધાયું. શિવશંકર તો મંદિરને પોતાનું ઘર જ માનતા એટલે ઘરધણી જેટલી મહેનત પોતાનું ઘર બંધાવતાં કરે તેટલી એમણે કરી હતી.

૨૬૬૯૨

આમ પાંચ વર્ષ શિવશંકરને ગામમાં થયાં એટલે લોકોને એમના વિષે એક લાગણી થઇ આવી. બ્રાહ્મણનો દીકરો, ગામને આશરે રહે અને એને પરણવાનું ઠેકાણું ન પડે ! શિવશંકરે પોતાની ચરોતરની નાતમાંથી કન્યા મળે તેવી સ્થિતિ નથી એમ જણાવ્યું. કારણ કે, એટલા કન્યાના ભાવ ગામ ધારે તોપણ ખર્ચી શકે તેમ ન હતું. છેવટ કાઠિયાવાડથી કન્યા લાવીને પોતાના મહારાજને પરણાવવા એમ ગામે નક્કી કર્યું. શિવશંકર અને બીજા બે ગામ આગેવાન લીંબડીની પાસેના ગામે જઇ કન્યા જોઇ, નક્કી કરીને આવ્યા. બે હજારનું ગામે ફરી ઉઘરાણું કર્યું. ચાલીસ માણસની જાન વાજતે-ગાજતે શિવશંકરને પરણાવી આવી.

પરંતુ છ વર્ષથી સૂરજરામ તરવાડીને જે લાગ નહોતો મળી શકતો તે આમાં મળી આવ્યો. કન્યામાં દગો થયો હતો. બતાવી હતી દસબાર વર્ષની અને પરણાવી હતી સત્તર વર્ષની. બાકી કન્યામાં બીજું કંઇ કહેણુ ન હતું. પરંતુ સત્તર વર્ષની કન્યા કુંવારી હોય જ ક્યાંથી, એ પ્રશ્ન સૂરજરામ તરવાડીએ ખડો કર્યો. કોઇની પાસે આનો જવાબ ન હતો.

સૂરજરામ તરવાડીએ જાતે જ ચુકાદો આપ્યો કે આમાં છેતરપિંડી થઈ છે અને વિધવાને કુંવારી કહીને પરણાવી દીધી છે ! પિયરથી તો કોઈ કહેતાં કોઇ—માલ વેચી દીધો હોય અને મૂળ ધણીને જેમ કંઈ લેવા દેવા ન હોય તેમ—આવ્યું ન હતું. આ વાતનો કોણ વિરોધ કરે ? નર્મદા કરે તો એનું સાચું કોણ માને ? વળી નર્મદાએ ય કંઇ ખુલાસો ન કર્યો. સૂરજરામ તરવાડીને લાગ મળી ગયો. એમણે શિવશંકરનું નર્મદા સાથેનું લગ્ન ધર્મ વિહીન જાહેર કર્યું. બ્રાહ્મણસમાજ તરફથી એમની સાથેનો રોટી વ્યવહાર બંધ થયો.

શિવશંકર ઉપર લોકોને ઊંડી પ્રીતિ ન હોત તો એમણે પણ એમને મંદિરના પૂજારી તરીકે ન રાખ્યા હોત. પરંતુ એમ ન કરતાં ઊંડા ઊતર્યા. નર્મદાએ છેવટે ખુલાસો કર્યો કે, પોતે વિધવા છે એ ખોટી વાત છે. અમારી નાતમાં નાનપણથી વિવાહ થાય છે. તે તૂટતા નથી, પરંતુ મારો વિવાહ નાતમાં પ્રથમ તૂટયો. મને છાંડેલી ગણી કોઈ લેવા તૈયાર ન થયું. બાપ છેવટ દીકરીને ક્યાં સુધી કુંવારી ઘાલી મૂકે ? એટલે પરદેશ (ગુજરાત)માં પરણાવવાની આ યુક્તિ કરી. પ્રથમ નાની બહેનને બતાવી.

ગામે એ ખુલાસો સ્વીકારી લીધો, પરંતુ બ્રાહ્મણ તો કંઈ બહાનું શોધતા હતા એટલે કેમ સ્વીકારે ? ત્યારની ઘડી અને આજનો દિવસ, એ રોટી વ્યવહાર શિવશંકર સાથે બંધ હતાં.

નર્મદાને ખોળે બાળક ન હતું. પરંતુ બાળકની ખોટ એમને મંદિરની રણછોડજી અને લક્ષ્મીજીની મૂર્તિઓ જણાવવા દેતી નહિ. જે પ્રેમથી બાળકોને નવરાવે ધોવરાવે અને શણગારે તે પ્રેમથી બંને જણ એ મૂર્તિઓને વહાલ કરતાં. બુદ્ધિથી તો મૂર્તિઓને એ સર્વશક્તિમાન, જગતકર્તા પ્રભુ માનતાં, પરંતુ હૈયામાં તો વાત્સલ્ય ભાવ જ ઊભરાતો. ફક્ત એ મૂર્તિઓ સાથે બાળકોની જેમ કાલુ કાલુ બોલવાનો લહાવો ન મળતો. પરંતુ પોપટ પાળ્યો હતો એમાંથી એ લહાવો પૂરો પડતો હતો. પોપટ પણ એમની ભૂખ પામી ગયો હોય તેમ, બાળક જેટલા વખત બા–બાપુજી કહી બૂમો ન પાડે તેથી અધિક એ પાડતો. પોપટનું નામ એમણે નારણ પાડયું હતું.

દરરોજ સવાર સાંજ નિયમિત દર્શન કરવા આવનાર દસબાર જણનાં તો એ નામ સુદ્ધાં જાણતો. મંદિરની ખડકીના બારણાનો હેલાળો ખખડે કે નારણની નજર એ તરફ મંડાતી. વ્યક્તિ દેખાય

કે એ બૂમ પાડી ઊઠતો: 'બાપુજી! ભગત આવ્યા,' 'કસ્તુર શેઠ આવ્યા,' 'શની આવી.' છેલ્લા મહિનાથી તો ભગતની બકરીનું નામ પણ શીખી ગયો હતો એટલે એ બારણામાં મોં ઘાલે કે એ બરાડી ઊઠતો—' બા! બા! મંગી આવી!'

વળી શિવશંકર પણ એની સાથે નવી નવી વાતો કરતા.

'બેટા! નારણ.'

'હાં, બાપુજી!'

'જો ને બેટા! બાર વાગ્યા પણ તારી બાએ રસોઈ કરી નથી.

નારણ રસોડા તરફ નજર કરતો.

નર્મદા રસોડામાં રહી રહી જવાબ દેતી.

'નારણ! કહે તારા બાપુજીને કે, આ બિચારી કેટલે પહોંચી વળે. એનું હવે પહેલાં જેવું શરીર તો સારું રહેતું નથી.'

નારણ આવું લાંબું બોલી શકતો કે સમજી શકતો નહિ. એટલે શિવશંકર સામે નજર કરતો.

શિવશંકર કહેતા: 'છોકરા બધા ય સરખા. માનો પક્ષ ખેંચે એટલો બાપનો ન જ ખેંચે. મા પાસેથી ખાવાનું મળે, પહેરવાનું મળે, લાડ કરવાનાં મળે, પરંતુ બેટાઓ એ બધું ભૂલી જાય છે કે એ સૌ વાનાં આવે છે બાપના પરસેવામાંથી.'

નારણ એ વાત રહેવા દેઈ, પોતાનો રોજનો પ્રશ્ન કરતો: 'આજે શાની કથા કહેવાની છે, બાપુજી!'

શિવશંકર: 'આજે અનિરુદ્ધ ઓખાનું હરણ કરી જશે.'

નારણ એમાં ઓછો સમજતો હતો ? બીજો પ્રશ્ન કરતો: ' આજે પરસાદ શાનો કરવાનો છે ?'

' પપૈયાનો, તને ભાવશે ને ?'

બાળક જેમ ' મઝા પડશે.' મઝા પડશે' એ તાનમાં નાચે તેમ નારણ બોલ્યા વગર નાચવા માંડતો.

મંછા ગાય સાથે પહેલાં એ વાતો કરતો. એના વતીની ખાવાની અને પાણીની માગણી પણ એ કરતો—બા ! મંછાને પાણી પીવું છે. બા ! મંછાને ખાવું છે.

મંછા તોફાની હતી. રબારીની ગાયો ભેગી એને ચરવા મોકલતા ત્યારે એ ધણમાંથી છૂટી પડી નાસી જતી. લોકોના ખેતરમાં પેસી જતી. ગોવાળને ઠપકો અને ગાળ પણ સાંભળવી પડતી. મંદિરની ગાય છે એમ કરી થોડો વખત લોકોએ માફ કર્યું. પરંતુ પછી એ ત્રાસ ક્યાં સુધી વેઠાય. ગોવાળને કહી દીધું કે એને સચવાય તો ધણમાં લાવો. બાકી ભલે એ મંદિરમાં રાત-દહાડો બાંધેલી રહેતી. બેઠાં ખાશે તો પણ રણછોડજીને ઘેર ખોટ નથી, એને માટે ૨૫–૫૦ પૂળા ઘરદીઠ આપવા પડશે તો એ પોષાશે, પણ આ નુકસાન.........

ત્યારથી ગાય ધણમાં છોડવાની બંધ થઇ. એ વખત પાણી પાવા જવામાં ય ત્રાસ દેતી. કોટે ડહકલો બાંધીને છોડે તો પણ તળાવની પાળે નર્મદાને રખડાવે. પરગજુ છોકરા, કે મોટા, એને સીધા રસ્તા ઉપર લાવી આપે ત્યારે. છેવટ એથી કંટાળી નર્મદાએ બેઉ વખત એને ઘેર પાણી પાવાનું રાખ્યું. એટલે મંછા ચોવીસ કલાક ખીલે બંધાયેલી રહેવા લાગી. પણ તોફાની સ્વભાવ એનો કાબૂમાં ન આવ્યો. પહેલાં એ માથું નહોતી વીંઝતી, એ વીંઝતી

થઈ. ખીલા આગળ કોઈ ગયું હોય તો માથું મારતી. મંદિર રહ્યું એટલે છોકરાં આવ્યા વગર ન રહે, અને એ અટકચાળાં કર્યાં વગર ન રહે. એ તોફાનમાં એકની નસકોરી ફૂટી, બીજાનો હાલતો દાંત પડી ગયો, અને ત્રીજાને તો શીંગડે ચડાવી એવો ફેંક્યો કે મંદિરમાં પગ મૂકવાની ખો ભૂલી ગયો.

ગૌરીવ્રતવાળી કન્યાઓ એને પૂજવા આવતી ત્યારે નર્મદા કે શિવશંકરમાંથી એકને હાજર રહેવું પડતું. એથી આગળ વધી એક દિવસ એણે નર્મદાને સુદ્ધાં ગોથું મારીને ગબડાવી દીધી ત્યારથી નારણનો મિજાજ ગયો. મંછાને બોલાવવાનું એણે બંધ કરી દીધું.

શિવશંકર બહારથી આવ્યા એવા જ તે વખતે એણે ફરિયાદ કરી: 'મંછાએ બાને મારી.'

મંછા તરફ લાડ કરતાં શિવશંકરે કહ્યું: 'દીકરી! તારાં તોફાન વધતાં ચાલ્યાં કે શું?'

નર્મદાએ અંદરના ખંડમાંથી બહાર આવતાં કહ્યું: 'મંછી ઉપર મને તો એટલી રીસ ચડી કે એને ભોંય ભેગી જાણે કરી નાખું.'

એને ગુનાને માફ કરતાં શિવશંકરે કહ્યું: 'એ તો જનાવર છે. અબુધ છે. આપણે પણ એના જેવું થવું?'

'એમ જાણીએ છીએ તેથી જ એ માથે ચડી વાગી છે.'

'એનું આપણી પાસે જેટલું માગતું લહેણું હશે તેટલું પૂરું કર્યાં વગર કંઈ છૂટકો છે?'

નારણે બાનો પક્ષ લેઈ મંછાને માર ખવડાવવા ઘણી ઇચ્છા વ્યક્ત કરી, પણ શિવશંકર આગળ એ વ્યર્થ ગઈ. અને તેથી મંછા ઉપર રિસાઈ એણે એની કટ્ટા કરી.

નર્મદા સુદ્ધાંએ એને કહ્યું: 'બેટા! નારણ! ઘરનાં ઢોરે તે

કદા થતી હશે ? મંછા તો તારી બહેન કહેવાય. રિસાય તોય બહેન ભાઈ ઉપર રિસાય. કંઈ ભાઈથી બહેન ઉપર રિસાવાયું ? તો તો લોકોને કહેતાં ફાવે કે બહેનને સાલ્લો લેવો પડે માટે ભાઈ એ રિસાઈ ને બહેનનો કાંટો કાઢયો !'

પણ નારણ ન મનાયો તે ન જ મનાયો.

પ્રાણીઓની આ માયામાં ગોવિંદનો એકનો ઉમેરો થયો. બંને પતિપત્ની કોઈના દુઃખમાં દુઃખી થવું એ સ્વભાવવાળાં હતાં, એટલે સ્વાભાવિક રીતે ભગતના દુઃખને એમણે પોતાનું દુઃખ ગણ્યું. તેમાં ય ગોવિંદ સાથે માયા થતાં એ દુઃખ રહ્યું જ નહિ.

છતાં ભગતને એમની સેવા લેતાં અંદરથી દુઃખ થતું. મનુષ્ય કોટિમાં બ્રાહ્મણ જેવા ઊંચ અવતારની સેવા ન કરાય ત્યાં સુધી ભગવાન માફ કરે, પણ એની પાસે સેવા લેનારને એ શી રીતે માફ કરે ? નર્મદા કે શિવશંકરના ખોળામાં ગોવિંદ હોય ત્યાં સુધી ભગતનો જીવ ઊંચો રહેતો. રખેને એ પેશાબ કરે. પેશાબથી અપવિત્ર થયેલું. વસ્ત્ર, પછી એ શિવશંકરનું ધોતિયું હોય કે નર્મદાનો સાલ્લો હોય. ભગત પોતે ધોઈ નાખતા. બંને જણ ઘણું ના કહેતાં, પણ એ માનતા નહિ. એ પાપ પોતે કયે ભવે ભોગવે ! ભગતની મુશ્કેલી ગોવિંદ સમજી ગયો હોય તેમ છેલ્લા એક માસથી એ પેશાબ કરવાનો થાય ત્યારે એમની પાસે હોય તો રડવા માંડતો. ભગત લે કે તરત પછી પેશાબ કરતો. એના એ ડહાપણથી ખુશ થતાં ભગત ગોવિંદના ગાલ ઉપર બચી કરીને વહાલ કરતો.

પહેલા બે મહિના નર્મદા પાસે જ એને રાતે રાખ્યો હતો. નર્મદા તો હજુ પણ એને રાખત, પરંતુ એટલા વખતમાં ભગત

ટેવાઈ ગયા એટલે આપદ્ધર્મ તરીકે બ્રાહ્મણ પાસેથી લીધેલી એ અયોગ્ય સેવા એમનો જીવ લંબાવી શક્યો નહિ. છતાં ગોવિંદ ત્રણેનો સહિયારો હતો. સવારના પહોરમાં ઊઠીને દાતણુ લેઈને શિવશંકર નીકળે એવા ભગતને બૂમ પાડેઃ 'કેમ, ગોવિંદ રાત્રે રડયોકર્યો તો નથી ને?' અને જો એ જાગતો હોય તો પેટમાં કંઈ બગાડ જેવું તો નથી એ જોવા શિવશંકર એનું પેટ દાબી જોતા. ઊંઘતો હોય તો નાક આગળ હાથ રાખી એનો શ્વાસોચ્છ્વાસ જોઈ લેતા અને સંતોષ વ્યક્ત કરતા. બહાર ઊભેલી મંગી 'બેં... બેં...' કરી કહેતી એ બધો પરતાપ મારો છે!

એટલે ગોવિંદ અંગેની નાની મોટી કંઈ હિલચાલ હોય તો ભગત તે વ્યક્ત કરવા સીધા મંદિરમાં દોડતા. રાધે રાધે એમ બે હાથે તાળી પાડતાં ગોવિંદ શીખી ગયો હતો. પરંતુ એના ગળામાંથી સાચે જ 'રા...ધે...' નીકળ્યું હોય કે ગમે તે બીજા અપ્રસ્તુત અવાજમાંથી ભગતે 'રા...ધે...' બંધ બેસાડી દીધું હોય, એ તો એ જાણે. પરંતુ ગોવિંદ 'રા.. ધે' બોલ્યો એ એમની સૃષ્ટિમાં આશ્ચર્યનો બનાવ હતો. અને શિવશંકરથી કે નર્મદાથી એ પ્રસંગ અજાણ્યો શી રીતે રખાય?

ગોવિંદને ઉપાડતાકને ભગત મંદિરમાં દોડયા. શિવશંકર આરતી માટેની દીવેટો કરતા હતા. નર્મદા પાંજરું ઉતારી નારણુને લીલું મરચું ખવડાવતાં હતાં. મંગી એ બધાંની નજીક આવી બેસવા ઇચ્છતી હોય તેમ ગળાની સાંકળ ખેંચાય તેટલી ખેંચી, બે પગ ઓસરીમાં મૂકી, અંદર ઝૂકી હતી.

અને ભગત બોલી ઊઠયાઃ 'મહારાજ! ગોવિંદ 'રા...ધે' બોલ્યો.'

નર્મદાએ આશ્ચર્ય પામતાં કહ્યું: ‘શું કહો છો, ભગત! આવડો છોકરો બોલતાં પણ શીખ્યો?’

શિવશંકર: ‘સંસ્કારનો શાસ્ત્રમાં મહિમા ગાયો છે તે કંઈ અમસ્તો? દરેક બાળક પહેલાં ‘બા’ બોલે છે. પરંતુ આના આગળ ‘રાધે ગોવિંદ રાધે’ નું અહર્નિશ રટણ થયેલું એટલે ‘રાધે’ જ બોલે એમાં શી નવાઈ? સંસ્કાર તે આનું નામ!’

ભગતે ગોવિંદને ખોળામાં બેસાડી બે હાથે તાળી પડાવી કહ્યું: ‘બોલ. રાધે. રાધે બોલ.’

પણ ગોવિંદ પોપટના પાંજરા સામે તાકી જ રહ્યો. ત્યાં તો ભગતને મંદિરમાં બોલતા સાંભળી શની વાળંદણે એમના ઘર ભણી મૂકેલો પગ પાછો વાળ્યો, અને મંદિરમાં દોડી.

ભગત એને જોતાં જ પ્રથમ બોલી ઊઠ્યા: ‘શની! વહુ! ગોવિંદ ‘રા...ધે... બોલ્યો.’ અને ગોવિંદની નજર તે ઘડીએ પાંજરા તરફથી વળી શની ભણી ગઈ. અને શની જતાંઆવતાં એને તેડતી એટલે તેડાવા એણે બે હાથ લાંબા કર્યા.

શનીથી એના મોં સામે જોતાં હસી જવાયું.



## ૩

શાની વાળંદણ એના સ્વભાવ પ્રમાણે જો બોલી હોત તો ક્યાંનું ક્યાં વેતરી નાખ્યું હોત. પરંતુ પેટમાં ક્રોધનો ભાર હોવા છતાં ગોવિંદનું મોં જોતાં એનાથી જુદું જ બોલાયું.

‘ભગત કાકા! તમારી બકરી મારી બશેરની સેવો ખાઈ ગઈ. કોઈ વખત છૂટી જાય એ તો ઠીક પણ કાયમ.....’

ભગતે વચ્ચે જ કહ્યું: ‘વહુ! જાનવર છે. એને મારે ય લાજ નથી આવતી. તે દિવસે નાથીએ માખણ તાવીને ચૂલેથી ઉતાર્યું'તું ને એણે ઢોળી નાખ્યું. મરી જાય એટલું મેં એને માર્યું. તમે બધાં છોડાવવા આવ્યાં'તાં.’ સહેજ રહીને બોલ્યા: ‘ઢોર પાળવું સારું પણ આ બકરી ભૂંડી. ખીલે બાંધ્યું રહેવાનું તેને ગમતું જ નથી. કાંતો ખીલો કાઢીને ચાલવા માંડે, કાંતો દોરડું આચકાવીને તોડી નાંખે, અને બાકી ફળિયાનાં છોકરાં છોડી મૂકી એની પાસે તોફાન કરાવે’ અવાજમાં દુઃખ વ્યક્ત કરતાં કહ્યું: ‘તું જ કહે, વહુ! તમારું બધાંનું નુકસાન કરે એ મને ગમતું હશે? એ તો સૌ સારાં ભલાં છો કે સાંખો છો. નાછૂટકે મને, કહેવા આવો છો. બાકી એને રીસ ચડાવી બે ઠોકા તો એનું શું ગજું! આજસુધી જીવતી જ ન રહી હોત. ગામમાં જો બકરાંનો વાડો હોત તો ક્યું

દુઃખ ન હતું. એની સાથે ચરવા જાત. એ નથી એટલે શું થાય? હું તે ગોવિંદને રાખું કે એને ચારવા લેઈ જાઉં? ઘણુ ભેગું એને લેઈ જવાનું ગોવાળને કહ્યું. પણ એ બિચારો કહે—કાકા! ફળિયા-વાળાં એનાં તોફાન વેઠશે, પણ સીમવાળા નહિ વેઠે. પંખીના જેવી એ જાત. અહીંથી તહીં કૂદ્યા કરે. વાડમાં છીંડું ન હોય તો પણ સહેજ બાકોરામાં થઈ અંદર પેસી જાય. એને અમે ક્યાં સાચવતા ફરીએ?'

ગોવિંદ લાંબા હાથ કરી રહ્યો હતો એટલે શનીએ એને ક્યારનો લીધો હતો. આટલું કહેવા આવવામાં ય પોતે ગુનો કર્યો હોય અને તેથી શની શરમાઈ હોય તેમ નીચું જોઈ સાંભળી રહી હતી. એના મોં ઉપરના ભાવ જો ભગત જોઈ શકતા હોત તો એ આગળ બોલ્યા જ ન હોત. પરંતુ એ તો પોતાની લાચારી વ્યક્ત કરતાં બોલ્યે જતા હતા.

'વહુ! તમારાં બધાંની માયા છે એટલે, બાકી આ ઉમરે મારાથી તે કંઈ ધાવણો છોકરો ઊછરતો હશે? તારા ઘરમાંથી સીમમાં ગયો હોય તો એ ચાર (ઘાસ) ભેગો, બકરી માટે પાલો (ઝાડનાં પાંદડાં) લેતો આવે છે. ખોટું કેમ બોલું, જીભાઈ ઠાર પણ ઘણા વખત પાલો લાવ્યા છે. મણિ શેઠાણી ટાઢો ભાત–ખીચડી વધ્યાં હોય તો છોકરાને મોકલે છે કે જા ભગતની બકરીને મૂકી આવ.' એ બધો લાંબો વિસ્તાર ઓચિંતો ટૂંકાવી નાખતાં અટકીને એ બોલ્યા: 'તમે બધાં, મૂગાં મૂગાં વેઠ્યા કરો છો એ મારું કંઈ અજાણ્યું નથી. કોઈ કોઈ વખત તો એટલી રીસ ચડે છે—મણિ શેઠાણીના દોઢ વર્ષના છોકરાનો પગ પીલી નાખ્યો ત્યારે થયું કે એને તગડી જ મૂકું. ગોવિંદ ઊછરવાનો હશે તો ઊછરશે, નહિ તો પડશે.........'

ભગતને આગળ ન બોલવા દેતાં શની બોલી ઊઠી: ' ખમા કરે તમારા દીકરાને ! સો વર્ષનો થાય અને ભગવાન એની લીલી વાડી વિસ્તારે !'

' શું કરું ત્યારે, વહુ ?' પોતે સવાલ કરી, પોતે જવાબ આપતાં ભગતે કહ્યું: ' એ જાનવરને મારું એ એક રસ્તો છે. અને બીજો તમારા બધાંનો બગાડ થાય એ મારે આપવો જોઈએ.'

શની બોલી: ' કાકા ! સૌ સૌના કરમનું સૌ વાપરે છે–બગાડે છે. એવો બગાડ લીધે, કરમમાં નહિ હોય તો ઓછું રહેવાનું હતું ?' અને શિવશંકર મહારાજ તરફ જોતાં એણે કહ્યું: ' મહારાજ કથામાં કહે છે ને કે, માણુસ ફોગટ હું કરું, હુ કરું એમ કરે છે, બાકી ભગવાનની ઇચ્છા વગર પાંદડું સરખું ય હાલતું નથી. પણ આપણે અબુધ રહ્યાં, સંસારની માયા વળગેલી એટલે સવારથ આવે એ બધું ભૂલી જઈએ.' સહેજ વિચાર કરીને એણે મનમાં હતું તે કહ્યું: ' ઘેરથી તો અકળાઈને જ આવી હતી. ત્યારે બે ગાળોય મોંમાંથી નીકળી ગઈ. પણ અહીં આવતાં, આ છોકરો, મહારાજ, પોપટ, મંદિર ખડાં થયાં. કથાનો બોલ યાદ આવ્યો. થયું—અરે જીવ! લાખ રૂપિયાના ભગતને ટકાની સેવ સારુ ગાળ કાઢી !

શનીનો સ્વભાવ ફળિયાનાં ઓળખી ગયાં હતાં એટલે જે શાંત પ્રકૃતિનાં હતાં તે એ વખતે મૌન રહેતાં. અને જે આકળા સ્વભાવનાં હતાં એ એની સાથે ઝઘડી પડતાં. પણ ઝઘડયા પછી ક્રોધ શમી જતાં, શનીના મનમાં પાપ નથી એ સૌ કબૂલ કરતાં. શિવશંકર કે નર્મદા અત્યાર સુધી વચમાં બોલ્યાં ન હતાં, પરંતુ એનો જીવ ઠેકાણે હતો એ લાગતાં નર્મદાએ કહ્યું:

' શની ! માણુસ સમજે છે તો બધું. એવું કયું મોટું જ્ઞાન છે

કે અભણથી ય ન સમજાય? પણ એને પાળવું મુશ્કેલ છે. આપણે માનીએ કે બકરીએ મારું આટલું નુકસાન કર્યું, ભગતને લીધે એ થયું, ગોવિંદને લીધે એ થયું, પણ કોને ખબર છે કે એ સૌના કરમનું જ આપણે નહિ ખાતાં હોઈએ?'

નર્મદાને બોલતાં જોઈ ગોવિંદે વળી એમની પાસે જવા હાથ લંબાવ્યા, જોર પણ કર્યું. પોતાને વધારે શરમાવું ન પડે માટે શની ગોવિંદને નર્મદાના ખોળામાં આપીને પોતે કામમાં છે એમ કહીને વિદાય થઈ ગઈ.

પરંતુ એ અરસામાં મણિ શેઠાણીને એ બાતમી રેવા આપી આવી હતી. એને તો એમ જ ખબર હતી કે હમણાં ભગતના ઘોળામાં શની ધૂળ ભરશે. દોડતી જઈ એણે મણિ શેઠાણીને ખબર કરી. શની બોલે કે તરત પોતે જઈ પહોંચે એવી તૈયારી કરી મણિ શેઠાણી ઓટલા ઉપર આવીને ઊભી હતી. એ બેઉ જણને ગુસપુસ વાત કરતાં જોઈ નાથી સુથારણ ત્યાં આવી. પરંતુ કંઈ ખળભળાટ ન થયો એટલે ત્રણે જણીઓ ત્યાં જ વાતે વળગી હતી.

નાથી કહે: 'આજે ભગતનો એ દા'ડો તો આવતી કાલે આપણો પણ આવે. ભગવાન જે માથે નાખે તે વેઠે છૂટકો. કોઈનું દુ:ખ ઓછું બીજાથી માથે લેવાય છે? અને એટલો સામાનો છેડો ઝાલી ચૂકવો જોઈએ. આજે તો ભગતની બકરી છે પણ આવતી કાલે આપણી હોય અને સામાનું બગાડી આવે તો?'

મણિ શેઠાણીને બકરી તરફ પક્ષપાત હતો. એ બકરીને જ્યારથી એંઠુંજૂઠું ખાવા નાખતી ત્યારથી એનો નાનો છોકરો, જે કાયમ બિમાર રહેતો હતો તે સાજો થઈ ગયો હતો. બકરીનું દૂધ એને આફક આવતું હોય તો ભગત દરરોજ લેઈ જવાનું કહેતા હતા. પરંતુ એના પૈસા લેવાનું એ ના કહેતા હતા એટલે એકાંતરે દિવસે એ

બકરીનું દૂધ મંગાવતી હતી. કોઈ વખત ભગત જાતે ચાલીને પણ આપી જતા હતા. એટલે શનીનો દોષ જોતાં મણિએ કહ્યું: 'સામાને એ કહેવા જાય છે, પણ પોતાનું એ કેમ સંભાળતી નથી? આપણે જાણીએ છીએ કે બકરી પેધેલી છે. બારણું ઉઘાડીને ય પેસી જાય છે. તો સાંકળ વાસીને પાકો બંદોબસ્ત ન રાખીએ?'

અને એ ચર્ચા વખતે જ શની મંદિરમાંથી બહાર નીકળી એટલે મણિએ એને બોલાવી. ગોવિંદ વિષે, ભગત વિષે પાડોશી ધર્મ વિષે, એવું એવું જે કંઈ કહેવું હતું તે મણિએ કહ્યું. નાથીએ ટેકો આપ્યો. રેવા એને ખોટું લાગશે માની તટસ્થ રહી.

શનીએ જવાબમાં કહ્યું: હું તો બોન, સાંકળ વાસવાનું ચૂકતી હોઈશ? એ અકકર્મીને ના પણ કહીને ગઈ હતી કે બારણું ના ઉઘાડીશ. પાણી પીવું હોય તો રેવાકાકીને ઘેર પી આવજે. પણ......'

મણિએ પૂછ્યું: 'એ છોટિયો ક્યાં ગયો?'

શની: 'એ વળી બકરી કરતાં ભૂંડો છે ને? બકરી ચાર પગી જાનવર છે, ત્યારે એ બે પગો જાનવર છે!'

નાથી: 'એ જાનવરને સીધો કરવાનું પહેલું આપણું કામ. બકરી તો કાલ ઊઠીને જતી રહેશે. છોટિયો કંઈ જવાનો છે? એ જાનવર રહેશે તો તને ભારે પડશે.'

માણસનો ક્રોધ ઓચિંતો જો સમી જાય તો એ બીજે માર્ગે ફૂટી નીકળ્યા વગર રહેતો નથી. ભગત અને બકરી ઉપરનો ક્રોધ, રાતે મોડો છોટિયો બીતો બીતો ઘેર આવ્યો ત્યારે એના ઉપર શનીએ કાઢ્યો.

શની ક્રોધે ભરાઈ છોકરાંને મારવા માંડતી ત્યારે મંગળ રાત

સુદ્ધાં વચ્ચે પડી શકતો નહિ. ફળિયું છોટિયાની ચીસોથી ગાજી ઊઠ્યું. ભગત આવ્યા, બોલ્યા: 'વહુ ! આ તો કરડે માંકણ ને માર ખાય ખાટલો, એવું તેં તો કર્યું. ભગતને કશું ન કહેવાયું ત્યારે બિચારા છોકરાને......'

શની એનો જવાબ આપતાં બોલી: 'ના, કાકા ! તમે જરાકે ય ખોટું ના લગાડતા. બકરી તો જાનવર હતી, પણ આ દસ વર્ષનો બે પગો કંઈ એ બકરી જેવો જાનવર છે? તમારી બકરી તો કાલ ઊઠીને જતી રહેશે, પણ મારો આ બે પગો ક્યાં જતો રહેવાનો છે? એને બો ના ભૂલાડી હોય તો એ જાનવર જ રહેને?'

× ×

આમ આખા ફળિયાની માયામાં ગોવિંદ ઊછરતો હતો. તેમાં એને પગ આવ્યા ત્યારથી ભગતને એની ચિંતા ઓછી થઈ હતી. તંદુરસ્ત, રૂપાળું બાળક સૌને લેવું ગમે છે. તેમાં ય એ જરા મોટું થાય એટલે દરેકને રમાડવાની હોંશ થાય છે. દોઢ વર્ષે ગોવિંદ મઝાનો ચાલતાં શીખી ગયો હોત, પરંતુ બધાં એને ચાલવા જ ન દેતાં. દરેક એને તેડીને ફરતાં. એક ઘેરથી બીજે ઘેર લેઈ જતાં.

નાથી સુથારણે ચાર દિવસ સુધી લાગલાગટ ટોકીને જીભાઈ ઠાર પાસે એને માટે ચાલણગાડી કરાવરાવી હતી. ભગત એ વિચારમાં જ હતા ત્યાં નાથીએ ગોવિંદને એ ભેટ આપી.

આભારવશ થઈ, ગળગળા થઈ જતાં, એકનો એક બોલ ભગત બોલ્યા: 'નાથીવહુ ! તમારી બધાંની, ફળિયાવાળાંની માયા ન હોત તો મારાથી ગોવિંદ ન ઊછરત. મને કાલ રાતે સૂતી વખતે વિચાર આવ્યો હતો કે જીભાઈ ઠારને ગાડી કરી આપવા કહું. હું તો આટલી બધી માયાને લાયક નથી. એનો બદલો વાળવાનું ગજું ય નથી. ગોવિંદનાં જ એ તો પૂરવનાં ભાગ્ય હશે તે પાણી કહેતાં દૂધ મળી રહે છે.'

નાથી વહુએ લાજને ઓથે કહ્યું : 'કાકા ! આમાં મેં એવું શું આપ્યું છે કે બદલો વાળવાનો હોય ? ઘરનો ધંધો છે, ઘરનાં છાકડાં છે, પછી એ પાડોશીને ખપમાં ન આવે તો શા કામનું ?'

ભગતે કહ્યું: 'સ્વભાવનો મેળ છે, વહુ ! મંગળરાત એને શોધીને નખ લે છે. કસ્તુર શેઠના ઘરમાંથીય એટલી માયા રાખે છે—મણિવહુ બે ઝભલાં સીવેલાં આપી ગયાં હતાં.' અને તે ઘડીએ સાચે જ ઉપકારથી હૈયું ભરાઈ આવતાં એમની આંખમાં જળજળિયાં આવ્યાં. તે લૂછતાં એ બોલ્યા: 'હું ગરીબ માણસ......'

વચ્ચે જ નાથીએ કહ્યું: 'ભગત કાકા ! તમને ગરીબ કોણ કહે છે ? જેનું મન મોટું છે એ કદી ગરીબ કહેવાય જ નહિ. આપ ભલા તો જગ ભલા. બાકી પૈસાવાળાના છોકરાને જ લોકો માયા કરતાં હોય તો ક્યાં નથી......' એક પૈસાદારનું નામ બોલતાં બોલતાં નાથી અટકી ગઈ. અને ઘેર જવા એણે પગ ઉપાડયો. ત્યાં ભગત બોલી ઊઠયા: 'વહુ ! મને સાવ નખેદ ગણ્યો કે શું ! ખાલી હાથે મારે ઘેરથી જવું છે ?'

નાથીએ કહ્યું: 'કાકા ! મેં કંઈ કશું લેવા ઓઝી આશી આપી છે ?'

'એવું મારાથી કહેવાય, વહુ ?' ભગત બોલ્યા: 'પણ હું આપું છું તે ઓછું એના બદલામાં ગણીને ?'

નાથી ભગતના ભાવને ઠેલી ન શકી. એ ઊભી રહી. ભગતે કોઠીમાંથી અધમણ પંદરશેર ડાંગર પોતાની ટોપલીમાં ભરી આપી.

ટોપલી ઊંચકતાં નાથીએ ગોવિંદ સામે જોઈ કહ્યું: 'ભઈલા ! જોયા તારા દાદા ! કોઈના નાના સરખા ગણને કેટલો મોટો આની લે છે !'

ફળિયાની 'આવી સહિયારી મિલકતનો સંપૂર્ણ કબજો સાત વર્ષની સવિતાએ આ ફળિયામાં આવતાંની સાથે, એક અઠવાડિયામાં લેઈ લીધો. શિવશંકરની બહેન ગુજરી જતાં, એની સાત વર્ષની ભાણીને એ પોતાને ઘેર તેડી લાવ્યા. સવિતાને બાપ હતો પરંતુ પહેલેથી બાપનું કંઈ ઠેકાણું ન હતું. ફરતારામ હતો. શિવશંકરની બહેન જ ઘર ચલાવતી એમ કહીએ તો ખોટું ન હતું. એ સ્થિતિમાં સવિતાને પોતાને ઘેર લાવવી એમ શિવશંકર અને નર્મદાએ નક્કી કર્યું. બાપે પણ ખુશીથી વિદાય કરી. સવિતા મા સાથે મોહનપરા રહી ગયેલી એટલે એણે પણ આવવા ઉમંગ બતાવ્યો.

પરંતુ શિવશંકરને લાવતી વખતે ખબર નહોતી કે ફળિયામાં જે તોફાની તત્ત્વો છે—મંગી બકરી, મંછા ગાય તેમાં સવિતા નામના પ્રાણીનો એ ઉમેરો કરી રહ્યા હતા !

એનાં બીજાં તોફાન શરૂ થાય તે પહેલાં, ફળિયાને એણે પહેલો પરચો બતાવ્યો ગોવિંદનો કબજો લેઇને. એટલા સુધી કે એ ગોવિંદને લેઈને જ ઊંઘી જતી. એના ઊંઘી ગયા પછી ભગત ગોવિંદને પોતાને ઘેર લેઈ જતા.

અને એ બાબતમાં સવારના પહોરમાં સવિતા ભગતને પોતાનો વિરોધ નોંધાવવા જતી.



૪

સવિતા બ્રાહ્મણની દીકરી અને તેમાં શિવશંકર મહારાજની ભાણી, એટલે ફળિયું અને ગામ એનાં તોફાન નભાવી લેતું હતું. પરંતુ એ બધા ગુના માફ કરવાની ય હદ હોય છે. ગોવિંદનો કબજો એણે સંપૂર્ણ લીધો તેમાં લોકોને અદેખાઈ આવી હતી, એવું કંઇ ન હતું. પરંતુ માયાને પણ મર્યાદા હોવી જોઇએ, એ ગ્રામજનો જે માનતા તેનો એમાં ભંગ થયો હતો, છતાં કોઈ કંઈ બોલતું નહિ. અને બોલતું તો ઘરને ખૂણે.

પરંતુ આજે બપોરે છોકરાંએ ઓચિંતી બૂમાબૂમ મચાવી મૂકી—સવિતા વટલાઇ, સવિતા વટલાઇ—ત્યારે ફળિયાનાં બૈરાં વહારે ધાયાં. નર્મદા ગોરાણી પણ એ સાંભળતાં મંદિરમાંથી બહાર આવ્યાં.

'શું છે? શું છે?' જાણે મોટો ઉલ્કાપાત થયો હોય તેમ બધાંએ પૂછાપૂછ કરી મૂકી.

સવિતા ગોવિંદને ગેલ કરાવતી હતી. એમ તો એ એના ગાલે ઘણા વખત બચી ભરતી. પરંતુ શિવશંકર અને નર્મદાએ એમ ન કરવા એને ટોકી હતી ત્યારથી ચોરીછૂપીથી બચી કરતી. અને એ ઉપરથી એ એટલું સમજી ગઇ હતી કે પોતાનો આ પ્રેમ બીજા કોઇના દેખતાં વ્યક્ત ન કરવો. છતાં આજે ગોવિંદને

રમાડતાં રમાડતાં એ એવી ખુશમિજાજમાં આવી ગઈ કે એનો એ ઊભરો ઠલવાઈ ગયો.

ગોવિંદ પણ હવે નકલ કરતાં આબાદ શીખી ગયો હતો. એના મોં આગળ બાળક ગાલ ધરે તો એ પણ બચી કરતો. સવિતાએ બચી કરી એવો એ એને બચી કરવા ગયો. સવિતાએ ગાલ લેઈ લીધો. પરંતુ ગોવિંદે સહેજ રહીને સવિતાનું બીજે ધ્યાન હતું ત્યાં એના હોઠ ઉપર બચી કરી પૂરેપૂરું વેર વાળી લીધું.

અને તે છોકરાંએ જોયું એટલે તે સમાણી બૂમાબૂમ કરી મૂકી. સવિતા ગોવિંદ સાથે વધુ પડતી છૂટ લે એ ફળિયાનાં બૈરાંને ગમતું ન હતું, તેમાં આ લાગ મળી ગયો.

મણિ શેઠાણીએ વ્યવહારડાહી વાત કરતાં નર્મદાને કહ્યું: 'ગોરાણી! મને તો બેન તમારી ભાણીના આ બધા ઢંગ પહેલેથી નથી ગમ્યા. છોકરાને પોતાના ખાટલામાં લેઈ સૂઈ જાય, એ બધું સારું કહેવાતું હશે? છોકરો કંઈ અમને વહાલો નથી એમ નહિ. પરંતુ ભગવાને નાતજાત કરી તેહ ધરમે ય પાળવો જોઈએ ને?'

રેવા વાળંદણે કહ્યું: 'અને ગોગણી કાકી! અમારા જેવાંમાં થોડીવત્તી ચૂક થાય તે કોઈની આંખે ન ચડે, પણ મંદિરમાં ન પળાય એથી લોકોને શું લાગે? ગામ તમારી પાસે બોધ લેવા આવે, અને તમને બોધ પાળતાં ન દેખે......'

નર્મદાને પણ સવિતાના આ ઢંગ પસંદ ન હતા. એ એને વઢી પણ હશે. બાળસ્વભાવ પ્રમાણે જ્યારે એક બે વખત સવિતાએ સામી દલીલ કરી હતી ત્યારે એનો જવાબ ન હોવાથી

નર્મદાએ એને મારેલી પણ ખરી. એ સ્થિતિમાં મેદાન ઉપર ઝાઝું ઊભાં ન રહેતાં, નર્મદાએ સવિતાનો જોરથી હાથ ખેંચી પોતાની આગળ કરી. ગોવિંદ પણ એની સાથે જવા તૈયાર થયો. પરંતુ વખત વરતી જતાં શનીએ એને તેડી લીધો.

બચી કરવી એ ગુનો છે એમ સવિતા સમજી ગઈ હતી એટલે ઓશિયાળી થતાં એણે મંદિરમાં જવા પગ ઉપાડયો. નર્મદાએ રીસ ચડાવીને પાછળ બે ધબ્બા લગાવ્યા. સવિતા રડતી રડતી મંદિરમાં ગઇ. નર્મદાએ પણ એ ચર્ચામાં ન પડતાં પગ ઉપાડયો.

મણિ શેઠાણીએ નર્મદાને સલાહ આપી: 'છોકરાંને મારવાથી કંઈ એ સુધરી જતાં નથી. એમને બૂરી ટેવ જ ન પડવા દેવી જોઇએ. આપણે ચેતતાં રહેવું જોઇએ. છોકરું શું શીખે છે ને શું કરે છે, તે ધ્યાનમાં રાખવું જોઇએ. છોકરું તો વાંદરા જેવું છે—દેખ દેખે અને શીખ શીખે—તે ઘડીએ આપણે ન વાળીએ અને પછી એક દહાડો ગુનો કરી બેસે ત્યારે એને ટીપીએ એમાં શું વળે ? આપણો દોષ આપણે પહેલો જોવો જોઇએ.

એ શિખામણ નર્મદાએ સ્વીકારી હોય તેમ મંદિરમાં પગ મૂકતાં જ, શિવશંકરના ખોળામાં બેસીને સવિતા રડતી હતી ત્યાંથી એને ખેંચીને દૂર કરી. એને બરડે હાથ ફેરવતા પતિને બાણીને ફટવ્યા બદલ ઉધડા લીધા.

એ બધી નર્મદાની ગર્જનાઓ બહાર સંભળાતી હતી એટલે એના અનુસંધાનમાં નાથી સુથારણે કહ્યું: 'આ જોડી મોટી થાય ત્યારે માબાપનું અને ધણીનું નાક ન કાપે તો કહેજો ને.'

'એટલું બધું શું છે ?' મણિ શેઠાણીએ પૂછ્યું.

નાથીએ કહ્યું: 'પંદર દહાડાની વાત છે 'બપોરે'. એમને તમાકુ બનાવવી હતી એટલે હું લક્કડિયું લેવા ભગતને ઘેર ગઇ. ભગત નહોતા, આગળ પતરાંનો ઓથો કરી બકરી બાંધવાનું કર્યું છે તેમાં સવિતા સૂઈ ગઇ હતી. ત્રણ છોકરા ભેગા ભરાયેલા.'

'કોણ એ મૂઆ હતા ?'

એક તો પૂછનાર મણિ શેઠાણીનો જ સાત વર્ષનો કાન્તિ હતો. બીજો રેવાનો એવડો રાવજી હતો અને ત્રીજો વાત કરનારનો કનુ હતો !

નાથીએ ત્રણેને ઓળખ્યા હતા. છતાં કહ્યું: 'છોકરાં તો મને જોતાં ફટોફટ ઊભાં થઈ ગયાં. અવળાં મોં હતાં. હું તરત પાછી વળી ગઈ. લજવાઇ મરવા જેવું એટલે ઊભું શી રીતે રહેવાય ?'

મણિ શેઠાણી: 'એ પરાક્રમ મહારાજના કાને નાખવાં હતાં ને ?'

નાથી: 'આપણાથી એ બધું તો ઓછું કહેવાય છે ? પણ બાધે ભારે મહારાજને મેં બીજે દહાડે કહ્યું'તું કે ભાણી કંઈ હવે નાની નથી. છોકરાં ભેગી રમે એ સારું કહેવાય ?'

શાની: 'પછી મહારાજે શું કહ્યું ?'

નાથી: 'કોઇનો દોષ એમને દેખાય છે જ ક્યાં ? અને જો દેખાતો હોય તો નર્મદાનો આ ઘરમાં પગે ય હોય ? એના બાપે છેતરપિંડી કરીને વળગાડી એટલે બીજો હોય તો એને સંઘરે ? એટલું બધું જતું કરે, એ મારી ટકોરને સાંભળે ?'

રેવા: 'પણ એનો કશો તો જવાબ આપ્યો હશે ને ?'

નાથી: 'કહે–બાળકો કપટ વગરનાં કહેવાય. એ કદાચ કોઈ ખોટા ચેનચાળા કરે તો રમતમાં જ હોય છે. એમને વાંદરાંની પેઠે નકલ કરવાની ટેવ......'

મણિ શેઠાણી વચ્ચે બોલી ઊઠયાં: 'મહારાજ જ્ઞાની છે એ ખરું. બે ઘડી કથા સાંભળવા બેસીએ છીએ ત્યારે ઘર ઉપર, બાર ઉપર, છોકરાં ઉપર, બધા ઉપર વૈરાગ આવી જાય છે. એ કોઇના ખોટામાં રાજી નહિ, જુવાન હતા; ત્યારે ય ઊંચી આંખે કોઈના

આમે જોયેલું નહિ. એ બધું ખરું, પણ મૂળથી એમનામાં વ્યવહારની ઊંડી સમજ નહિ એ તો મને જાતઅનુભવ છે. બાકી આટલી ઉઘાડી વાત ન સમજે ? માણસમાં કપટ તે કંઇ કહીને આવે છે ? આવા ચેનચાળામાંથી એ કપટ પેદા થવાનું. અને તેમાં ય છોકરો હોય તો ધૂળ નાખી. પણ છોડીને પારકે ઘેર જવાનું. એવી ખોટી કુટેવો પડવા દેઇએ તો આપણે જ જ્યારે ત્યારે ગળે ફાંસો ખાવા વેળા આવે.'

છેવટ એ ચર્ચાનો અંત આવ્યો. મહારાજને ભાણી વહાલી હોય તેની ના નહિ. ગોવિંદ ઉપર—માબાપ વગરનો છે એટલે દરેકને દયા હોય. છોકરો એવો છે કે દરેકને વહાલ કરવાનું મન થાય. પરંતુ ગમે તેવી સોનાની કટારી હોય પણ કંઇ પેટમાં ન મરાય.

આમ બૈરાં આગળ આ વાત આટલેથી જ પતી ગઇ. પરંતુ સૂરજરામ તરવાડીએ એ જાણ્યું એટલે એમણે તો ગામના પાંચ સમજુ—આગેવાન માણસને બોલાવ્યા. કહ્યુંઃ 'કોઈ પોતાને ઘેર ગમે તેવો બોળાવાડો કરે તે ડાબાડૂબ ચાલે. પરંતુ મંદિર જેવા ભગવાનના ધામમાં આવું શી રીતે ચાલે ? એ છોકરો હવે કંઈ ધાવણો નથી. અનાજ ન ખાતો હોત તો એમ માનત કે એ જવા દેવા જેવું કહેવાય. પરંતુ ૨॥ વર્ષના છોકરાએ બ્રાહ્મણની છોડીના મોંમાં મોં ઘાલ્યું, પછી એ વટાળ ન થયો તો શું થયું ? અમારાથી તો કશું બોલાય એવું રહ્યું નથી. કંઈ કહીએ તો લોકો વાતો કરે છે કે—મંદિરની પૂજા ગઈ તેથી બામણા અદેખાઈ કરે છે. એને તો વર્ષો થઈ ગયાં. બામણો એ વગર ભૂખ્યા ન મરી ગયા એ પણ લોકોએ જોયું. હવે તો મારા જેવો કંઇ ધર્મભાવે કહેતો હોય તે સામે જુઓ. મંદિરમાં રહેનાર, એનો જ ધર્મ, વર્ણાશ્રમનો આચારવિચાર ન પાળે એ કેમ ચાલે ? બાળક જાણી આજ જતું કરીએ તો કાલ એ વાત ઢેડભંગી સુધી પહોંચે. માટે પ્રાયશ્ચિત્ત તરીકે કંઈ થવું તો જોઇએ.'

આગેવાનોને પણ એ વાત ગળે ઊતરી. થોડુ ખર્ચ થશે તો ગામને થશે—મંદિરને થશે—એમ માની વૃદ્ધ સૂરજરામ તરવાડીએ સલાહ માથે ચડાવી. પ્રાયશ્ચિત્ત તરીકે સવિતાનો શુદ્ધિસંસ્કાર કરવાનું નક્કી થયું. મૂગા મૂગા શિવશંકર મહારાજે એ કબૂલ પણ કર્યું. અને એ વિધિ પાર પણ પડયો.

સવિતાને અને ગોવિંદને આમ બન્યું ત્યાં સુધી તો કંઈ લેવા દેવા ન હતું. પરંતુ પહેલાં જે મર્યાદાનો જ માત્ર સવાલ હતો, તેને બદલે એ બેની વચ્ચે હવે વાડ થઈ ગઈ. કિલ્લો નહોતો થયો એટલાં એ બેઉનાં ધનભાગ્ય હતાં. વાડના પોલાણમાંથી જેમ અંદર-બહારનું જોઈ શકાય તેમ દૂર દૂરથી સવિતાગોવિંદ સામસામાં જોઈ શકતાં. બાકી ગોવિંદ દોડીને સવિતા પાસે આવતો ત્યારે સવિતાની ઘણી ઇચ્છા એને તેડી લેવાની થતી; પરંતુ શિક્ષાદંડ લેઇને પોતાની સમીપ ઊભેલી નર્મદાની આકૃતિ કાયમ એની આંખ સામે ખડી રહેતી. ગોવિંદને પોતાના ભણી આવતો જોઇને જ સવિતા ભાગવા માંડતી.

ભગત પણ હવે ગોવિંદ ઉપર પૂરતી ચોકી રાખતા હતા. પોતાના એ અબૂધ છોકરાને લીધે મહારાજ ઉપર આચારવિચારના ભંગનાં ધોકણાં પડયાં હતાં. પોતે એ બદલ શું કરી શકે? એ પ્રાયશ્ચિત્તના દોઢસો રૂપિયા ખર્ચ થયો તે એમણે પોતે ખુશીથી ઉપાડી લીધો. દોષ પોતાના દીકરાનો અને એ ખર્ચ ગામ કે મંદિર વિનાકારણ શા માટે ભોગવે, એમ માની એમણે એ રકમ આપી દીધી હતી. બે ત્રણ વ્યવહારુઓએ કહ્યું હતું પણ ખરું કે તમારા ગજા ઉપરવટનો આ બોજો નાહક શું કામ માથે લો છો? ગામ તો હાથીનો પગ છે, એ ભોગવશે. તેથી એ દૂબળું નહિ પડી જાય. જ્યારે તમને એ ભારે પડી જશે. પરંતુ એમાં એ વ્યવહારિયાઓનું કંઇ ન વળ્યું!



# ૫

મોહનપરાની ધરતીએ એના બાપજન્મારામાં જે આઘાત નહિ અનુભવ્યો હોય તેવો પ્રસંગ આજે બની ગયો. જુવાનજોધ જેવો કોઇનો દીકરો ફાટી પડે, દુઃખનું માર્યું કોઈ આપઘાત કરે. આબરૂના માર્યા કોઈ વિધવાને જીવતી સળગાવી મૂકે, એવા કરુણ પ્રસંગ બધે બને છે તે વહેલામોડા મોહનપરામાં બનેલા. પરંતુ બાળકનું અપહરણ થવું, એ એને માટે પહેલો જ પ્રસંગ હતો.

ગોવિંદનું અપહરણ થયું હતું.

આજે રવિવાર હતો ને તેમાં સાપ લેઇને મદારી આવ્યો. પછી છોકરાંઓને શું જોઇએ ? ત્રણ ફળિયામાં એણે ખેલ કર્યા તે બધી વખત છોકરાંનું ટોળું એની આસપાસ હતું જ. આ ત્રણ ખેલમાં સાપ જોઇને છોકરાં ન ધરાયાં હોય તેમ મદારી ભાગોળ ગયો ત્યાં પણ છોકરાં પાછળ પાછળ ગયાં હતાં. એવામાં માસ્તર આવી પહોંચ્યા એટલે મોટા ભાગનાં, નિશાળે ભણતાં, છોકરાં મૂઠીઓ વાળીને ભાગી છૂટયાં. સવિતા ગોવિંદની આંગળી પકડી તળાવ જતી હોય તેવો ઢોંગ કરી માસ્તરની નજર ચૂકાવી ગઈ. માસ્તરને રોજ સાંજે નિશાળ છોડી સીમમાં ફરવા જવાની ટેવ હતી એટલે પોતાના એ અનુભવમાંથી માહિતી આપતાં એમણે મદારીને કહ્યું: 'અલ્યા, તારે સાપ પકડવો હોય તો' અને હાથ

લાંબો કરી ભાગોળ ઉપરનું પહેલું ખેતર બતાવતાં એમણે જણાવ્યું: 'આથમણો લીંમડો છે એના થડમાં દર છે. બે સાપ લડતા મેં' ગઈ કાલે જોયા હતા.

આંગળી ચીંધાડીને માસ્તર સીમમાં ફરવા ચાલ્યા ગયા. મદારી ચૂંગી પીતો હતો તે તમાકુ બળી જતાં પોતાનો કંડીઓ ખભે ભેરવી ચાલ્યો. છોકરાંએ જાણ્યું કે એ બીજે ગામ જાય છે એટલે એ તો ત્યાં જ ઊભાં રહ્યાં. પરંતુ મદારી તો માસ્તરે બતાવ્યું હતું એ ખેતરમાં પેઠો.

છોકરાં બૂમ પાડી ઊઠયાં: 'સાપ પકડે છે. જોવું હોય તો ચાલો.'

મદારી બતાવેલ લીમડે ગયો. દર જોયું. નાક વતી, કોઈ સુગંધીદાર વસ્તુ સૂંઘતો હોય તેમ દરને સૂંઘવા લાગ્યો. ત્યાં તો થોડાં—પાંચેક—હિંમતવાળાં છોકરાં એની પાસે જઈ પહોંચ્યાં. બાકીનાં થોડાં—ના બા, સાપ તો કરડી ખાય—બોલી ઘર તરફ વળ્યાં. અને બીજાં તટસ્થની જેમ વડ નીચે જ ઊભાં રહ્યાં. સવિતા આવું હિંમતનું કામ હોય ત્યારે સૌથી આગળ હોય. અને ઝડપનું કામ હોય ત્યારે ગોવિંદને ન તેડવાના એના નિયમમાં અપવાદ બનાવી દેતી. ગોવિંદને તેડી એ બધાંની સાથે લીંમડે આવી ગઈ.

મદારીએ કહ્યું: 'છોકરાં, જતાં રહો. સાપ નીકળશે તો કરડશે.'

પણ એમ છોકરાં ખસે તો છોકરાં એમનું નામ શાનું?

સવિતાએ કહ્યું: 'બીવડાવે છે તું તો. સાપની ઝેરી દાઢ કાઢી લીધેલી હોય છે. એ કરડે તો ય ઝેર ના ચડે.' અને કેડમાંથી ગોવિંદને નીચે ઉતારતાં એણે એની પાસેસાક્ષી પુરાવી: 'નહિ, ભઈલા, સાપ કરડે કંઈ?'

ગોવિંદે બોલ્યા વગર ડોકું ધુણાવી ના પાડી.

મદારી એ ગોરા, હસમુખા અને તંદુરસ્ત બાળક સામે કંઈ બોલ્યા વગર ઘડીભર તાકી રહ્યો. ગોવિંદ એની માયાભરી નજર પારખી ગયો હોય તેમ ધીમો ધીમો એના કરંડીઆ પાસે ગયો.

મદારીએ થેલામાંથી એની મોરલી કાઢી એના તરફ ધરતાં કહ્યું: 'લેવી છે ત્યારે?'

સવિતાએ કહ્યું: 'ના લેવાય. વટલાવાય.'

સવિતાની આજ્ઞા પાળવા ટેવાઈ ગયેલા ગોવિંદે તરત નકલી જવાબ આપ્યો: 'ના લેવાય. વટલાય.'

મદારી બાળકના એ કાલા બોલ સાંભળી હસ્યો.

ગોવિંદને દાદાના જેવડી એની મૂછો જોઈ પકડવાનું મન થયું, પરંતુ મોરલી માટે સવિતાની આજ્ઞા નહોતી થઈ. એટલે આ વૃત્તિને પણ અમલમાં મૂકયા વગર એ મૂછો સામે તાકી રહ્યો.

મદારી હજુ એની સામે તાકી જ રહ્યો હતો.

સવિતાને બૈરાંના શબ્દો યાદ આવ્યા. આવા છોકરાને હલકી વરણની નજરે બહુ ના પડવા દેવો જોઈએ. નજર લાગે. એવી નજર કેટલાય વખત ગોવિંદને લાગેલી પણ ખરી. ચૂલામાં મરચાં બાળી નજર ઉતારતાં સવિતાએ જોયેલું પણ ખરું. એને એ વાત ઓચિંતી સાંભરી આવી.

'ગોવિંદ! ભઈલા, અહીં આવતો રહે.' અને સવિતાએ એનો હાથ ખેંચી પોતાની પાસે એને તાણી લીધો.

મદારીને તે ઘડીએ સવિતાનો એ મનોભાવ ખ્યાલમાં આવી ગયો. એણે ગોવિંદ સામેથી નજર ખેંચી લીધી. પરંતુ એના મનમાં

તો જુદો વિચાર ચાલી રહ્યો હતો. એ અહીં આવ્યો હતો તો સાપને પકડવા પણ એમાંથી એને આ બાળકને પકડી લેવાનું મન થયું. શું રૂપાળું છે! શું દેહકરમી છે? કેવું મીઠું બોલે છે?

બાળકો સાથે સાપની અને બીજી થોડી વાતો કરતાં કરતાં મદારીએ ધીમેથી પૂછ્યું: 'આ નાનો છોકરો કોનો છે?'

એક ચબરાક છોકરાએ કહ્યું: 'એને મા–બાપ કોઈ નથી. એક દાદા એકલા છે.'

સવિતાએ ગોવિંદને પોતાની નજીક વધુ ખેંચ્યો.

સવિતા સામે જોઈ મદારીએ પૂછ્યું: 'તારો ભાઈ થાય?'

એ જ છોકરે કહ્યું: 'ના, ના, એ તો બામણની છોડી છે, અને આ તો પાટીદારનો છોકરો છે. એને તો દાદા સિવાય કોઈ નથી.'

મદારીનો જીવ આથી તો ગોવિંદ તરફ વધુ લાલચું થયો. જે લોકોને બાળકોના સંબંધમાં આવવાનો ધંધો હોય છે, તેમને જાણ્યે અજાણ્યે બાળમાનસનો અનુભવ હાથ બેસી જાય છે. એ અનુભવની મૂડીમાંથી કયો સિક્કો આ બાળકનું અપહરણ કરવા કામ લાગે, તે મદારી વિચારી રહ્યો હતો.

ઉપાય જડ્યો હોય તેમ મદારીએ રમત શરૂ કરી: 'જાવ, છોકરાંઓ, હવે જતાં રહો. હું મોરલી વગાડીશ એટલે આ દરમાંથી સાપ નીકળશે.'

સાપ અને મોરલી એ બેઉના આકર્ષણથી બાળકો ન જાય, એની મદારીને ખાતરી હતી. સાપ ન હોય ત્યાં સુધી બાળકો એના નામ ઉપર વારી જાય છે, એમને ગમે તેટલી બીક બતાવો તો પણ એ બીતાં નથી. પરંતુ આ બધી વૃત્તિ, સાપની ગેરહાજરી

હોય તેટલો વખત, કરંડીઆમાંથી સાપે જ્યાં ફેણ માંડી કે બાળ-કોનું કૂંડાળું પાંચ પાંચ હાથ પહોળું થઈ જવાનું. તેમાંય જો સાપ કરંડીઆમાંથી બહાર નીકળ્યો તો મોટું માણસ પાસે ન હોય તો બાળક ઊભું જ ન રહે.

મદારીએ બાળકોને સાપની, નાગની અને એવી અલકમલકની વાતો કહેવા માંડી હતી. સવિતા પણ એ સાંભળવા એકધ્યાન થઈ ગઈ હતી. ગોવિંદ એમાંનું કંઇ સમજતો ન હતો, પણ મદારીનું મોં ઊંચું નીચું થતું તેથી જે મૂછો હાલતી તે જોવામાં જ એ તો એકધ્યાન હતો.

બાળકો એકધ્યાનમાં હતાં એટલે મદારી એના જમણા પગના અંગૂઠા વતી કરંડિયાના ઢાંકણાને ધીમે ધીમે ઊંચું કરી રહ્યો હતો તેનો કોઇને ખ્યાલ ન હતો. ત્યાં કરંડિયામાંથી સાપે ઓચિંતી ફેણ કાઢી. બાળકોની નજર એની સામે એકીસાથે પડે તેમ જ મદા-રીએ વાતનું વહેણ વાળ્યું હતું. બાળકોમાં સાપ જોતાં જે જન્મ સંસ્કારની ભડક હતી તે ઊછળી. મદારીએ 'નાસો...નાસો...' ની ચીસ પાડી. બાળકો ભાન ભૂલીને દોડયાં. મદારી પણ સાપ પાછળ આવે છે એમ બીક બતાવતો એમની પાછળ સાપ પકડવા દોટ દેતો હોય તેમ દોડયો. જ્યારે ખરી રીતે સાપને તેણે તે ઘડીએ જ અંદર સંતાડી દીધો હતો.

ગોવિંદ રહી ગયો તેનું કોઈ ને ભાન નથી. સવિતાને સુદ્ધાં. અને એણે રડવા માંડયું તે સાંભળવા માટે કોઇના કાન તૈયાર પણ ન હતા.

મદારીએ જોયું કે બાળકો ભાગોળ વટી ગયાં હતાં. હવે કિંમતી તક ગુમાવવાનો વખત ન હતો. એણે રડતા ગોવિંદને તેડયો. કહ્યું— રડ નહિ. ચાલ તને તારા દાદા પાસે લઇ જાઉં. ગોવિંદ દાદા

પાસે જવાના ઉમંગમાં કેડમાં બેસી ગયો. ગોવિંદ લાંબા હાથ કરતો રહ્યો અને મિનિટોમાં મદારી આડે રસ્તે, ખેતરાડું ને ખેતરાડું ગોવિંદને લેઈને ચાલી રહ્યો હતો.

બાળકો અર્ધા દહાડાથી મદારી પાછળ ફરતાં હતાં, એટલે એ મુઠીઓ વાળીને નાઠાં ત્યારે એમને પાછા જવાનું કુતૂહલ પણ રહ્યું ન હતું, બાળકોમાં ભેગા થવાનું જેમ કંઈ કારણ હોતું નથી, તેમ વેરાઈ જતાં પણ કંઈ વિચાર કરવાનો હોતો નથી. પરંતુ મંદિરની ખડકીનું બારણું ઉઘાડવા સવિતા જેવો ઉલાળો ખેંચવા ગઈ, ત્યાં એને ગોવિંદ સાંભર્યો. એના પેટમાં એકદમ ફાળ પડી. ખેતરમાં એ રડતો હશે. રડતો રડતો એ ભાગોળે આવ્યો હશે. કોઈ આંગળીએ વળગાડી એને તેડી લાવતું હશે. એને ભણકારા વાગવા માંડયા.

ઉલાળાની દોરી એના હાથમાંથી છૂટી ગઈ. એ ભાગોળ ભણી દોડવા જતી હતી, પરંતુ કોઈ એને ટોકશે, એ બીકે એ ઉતાવળી ભાગોળ ભણી ચાલી. રસ્તામાં ગોવિંદ ન મળ્યો. ભાગોળમાં પણ રડતો ન હતો. એના મનમાં બીક પેઠી—મદારી અત્યાર સુધી એના સામે એકલો એકલો તાકી રહ્યો હશે એટલે એને જરૂર નજર લાગવાની. મામી મને મારશે. મામા લડશે. ભગત મામા હવે ગોવિંદને મારી પાસે આવવા નહિ દે !

પણ એ ફડકમાં ને એ ફડકમાં સવિતા ખેતરમાં પ્રવેશી ત્યારે લીમડા નીચે કોઈ નહોતું. એ ગાંડી થઈ ગઈ હોય તેમ દોડી. લીમડાનાં પાન પવન આવતાં ખડખડ હસવા લાગ્યાં. ઉપર બેઠેલો કાગડો કા...કા...કા...કરી એની ભાષામાં કહેતો હતો કે ગોવિંદને તો મદારી હરી ગયો !

સવિતા ઊભી ન રહી શકી. લીમડા નીચે બેસી પડી. ડૂસકાં ઉપર ડૂસકાં ભરવા લાગી. એને થયું–ઘેર દોડીને મામાને કહું.

મદારી હજુ બહુ આઘો નહિ ગયો હોય. ગામના લોક દોડે તો પકડી પાડે. પણ એને બીક લાગી. મને ઊંચી બાંધીને મામી આજ મારી નાખવાની. મામા પણ આજ તો મને નહિ જવા દે.

બાળકનું મન જેટલું વર્તમાનનો વિચાર કરે છે તેટલું ભવિષ્યનો નથી કરતું. સવિતાનો જીવ ઘેર જઈને વાત કહેવાનો ન ચાલ્યો. એ ત્યાં લીમડા નીચે જ રડયા કરતી હતી !

બીજે વખત હોત તો એ ખેતરમાં કે જોડેના ખેતરમાં જનાર આવનાર પણ સવિતાને રડતી સાંભળી—જોઈ—વાત પામી શકત. પરંતુ ઉનાળાનો ચૈત્ર માસ એ સીમ માટે ઉજ્જડમાં ઉજ્જડ હોય છે. શિયાળુ પાક કોઈ સીમમાં રહ્યો હોતો નથી. વળી નવી સીઝન માટે ખાતર-પૂંજો કે સુડ-વાડવળગણી જે તૈયારી કરવાની હોય છે તે ખેડૂતો વૈશાખમાં અખાત્રીજ બેસતાં શરૂ કરે છે એટલે આવા ચૈત્રમાં સીમમાં માણસનો અવરજવર બિલકુલ નથી હોતો એમ કહીએ તો પણ ચાલે. એટલે સાંજ પડવા આવી ત્યાં સુધી સવિતાએ ત્યાં રડયા કર્યું પણ કોઈએ જાણ્યું નહિ.

ગોવિંદને ઉછેરવાની જવાબદારી આવી ત્યારથી ભગતે ખેતી કાઢી નાખી હતી. કારણ કે, સીમનું અને ઘરનું કામ એવાં હતાં કે એ બંને સાથે બની શકે નહિ. પરંતુ હવે ગોવિંદ ફળિયામાં રમતો થયો હતો. પોતે સીમમાં ગયા હોય તો એ ઘેર રહી શકે તેમ એમને લાગવા માંડ્યું હતું. એટલે આ સાલથી એ પાછી ખેતી કરવાની તૈયારી કરતા હતા. એ કંઈ એવા પૈસાદાર ન હતા કે બેસી રહ્યે ચાલે. પાંચ વીઘાં જમીન હતી તેનો અર્ધો ભાગ, જો ખેડૂતને સોંપી દે તો, પરાણે ખાવા જેટલા દાણા આવે. વળી પોતાનું શરીર હજુ ચાલતું હતું એટલે પહેલાંની જેમ એક બળદ રાખી, એ ખેતી કરવાના હતા. ગોવિંદ ફળિયાવાળાં સાથે આખો

દહાડો રહે એવો હળી જાય એવી અત્યારથી એ તાલીમ આપતા હતા. ગોવિંદની માયાને લીધે એમને પોતાને પણ એના વગર ચેન પડતું ન હતું. સાથે ખેતરમાં લેઈ જાય તો રમે એવો પણ થયો હતો. પરંતુ જેવું અન્ન એવા ઓડકાર, એ ન્યાયે સીમમાં આવવાના નાનપણથી એને સંસ્કાર પડે તો ભણવામાં એનું ચિત્ત ન ચોટે એ હિસાબે એને એ સીમમાં સાથે લેઈ જવા માગતા ન હતા. તેથી ગોવિંદની ગેરહાજરી એમને ખૂંચતી છતાં એ એની મેળે ફળિયામાંથી રમતો રમતો ઘેર ન આવે ત્યાં સુધી એક મહિનાથી એને ખોળવા નીકળતા ન હતા.

પરંતુ આરતી વેળા થવા આવી છતાં ગોવિંદ દેખાયો નહિ એટલે એ સ્વાભાવિક મંદિરમાં ગયા. પાંજરામાંથી નારણ બોલી ઊઠ્યો: ' ભગત કાકા આયા. '

ભગતે એને પૂછ્યું: ' હા, બેટા ! ગોવિંદને શોધું છું. ગોવિંદ ક્યાં ગયો ? '

શિવશંકરે કહ્યું: ' બીજે ક્યાં જવાનો હતો ? સવિતા એને લેઈને ક્યાંક ફરતી હશે. '

નર્મદા લાગ મળતાં બોલી ઊઠી: ' આ છોડીથી હું તો થાકી ગઈ. દહાડો જાય છે એમ એ તો નાની થતી જાય છે. મહારી બપોરનો આવ્યો ત્યારની એની પાછળ પાછળ આખા ગામમાં અથડાય છે. અને જો હજુ ય એનું ઠેકાણું હોય તો ? મારી પેટની છોડી [illegible]મ તો એના આ ઢંગ ચાલવા જ ન દેઉં. પરંતુ ભાણી રહી એટલે સો જાતનો વિચાર કરવાનો. લોક કહેશે--પારકી છે એટલે બચારીને ટીપ ટીપ કરે છે ! '

શિવશંકરે સામો કંઈ પ્રત્યુત્તર ન વાળતાં ઊભા થઈ ને, ખડકી

બહાર નીકળી, ફળિયું આખું સાંભળે તેમ બૂમ પાડી: ' સવિતા ! સવિતા ! ઓ સવિતા ! '

પણ કોણ જવાબ આપે ?

મદારીની પાછળ ખેતરમાં ન જનાર, પણ માસ્તરને જોતાં ભાગોળેથી પાછો આવતો રહેનાર શનીનો છોટિયો બોલ્યો: 'મહા-રાજ કાકા ! એ તો મદારી પાસે ભાગોળે હતી. '

નાથી સુથારણે એ સાંભળતાં જવાબ આપ્યો: ' અત્યાર સુધી તે ભાગોળે હોતી હશે ? અને મદારી કંઈ નવરો છે કે અત્યાર સુધી ભાગોળે બેસી રહે ? '

આ ફળિયાનું મદારી પાસે ખેતરમાં જનાર બીજું કોઈ બાળક ન હતું. પરંતુ આરતીનું નગારું વગાડવા બીજા ફળિયાનો વહેલો વહેલો આવતો એક છોકરો બોલ્યો: ' અમે બધાં સાથે જ મદારી પાસેથી ઘર તરફ નાઠાં હતાં. '

ભગતે પૂછ્યું: ' ગોવિંદ એની સાથે હતો ? '

બોચી ખંજોળી યાદ લાવતાં છોકરો બોલ્યો: ' હા, હા, પણ સવિતા તો એને લીધા વગર એકલી જ દોડી'તી ! '



## ૬

'જો તને તારા દાદા પાસે લઇ જાઉં છું, હાં.' મદારી ગોવિંદને આશ્વાસન આપી રહ્યો હતો. અને લાંબો હાથ કરી એ ખાતરી આપતો: 'પેલા, પણે લીમડો દેખાય છે ને, તે ખેતરમાં તારા દાદા ગયા છે.'

ખભે ધારિયું મૂકી ભગત ખેતરમાં આ સાલ જવાની તૈયારી કરતા ત્યારે ગોવિંદ પૂછતો: 'દાદા! હું આવું?'

'ના બેટા! તારાથી ખેતરમાં ના અવાય. અમારા કરમમાં આ કાળી મજૂરી લખી છે, તે ભગવાન તારા કપાળમાં ના લખે. તું તો બેટા, બહુ ભણજે. એટલું ભણજે, કે મોટો સાહેબ થાય.' ભગત ગોવિંદને ફળિયામાં રમવાનું કહી ધીરેથી ખેતરમાં ચાલ્યા જતા.

છતાં ગોવિંદ બહુ હઠ પકડતો ત્યારે બે કોક વખત સાથે લેઈ ગયા હતા. એ સિવાય ગાડામાં બેસી બીજાંની સાથે પણ એ ખેતરમાં ગયેલો.

એટલે દાદા ખેતરમાં ગયા હતા એમ મદારી કહેતો ત્યારે એને ન માનવાનું કોઈ કારણ ન હતું.

ગોવિંદે છાનો રહી જતાં, લાંબો હાથ કરીને પૂછ્યું: 'દાદા દેખાય છે?'

મદારીને એક બાજુની ચિંતા ઓછી થઇ. આવા કિસ્સાઓમાં બાળકને છાનું રાખી એનું મન મેળવી લેવું, એ મોટી સફળતા છે.

મદારીનો પોતાનો આ પહેલો ધંધો હતો. ફક્ત આ બધી બાજીઓ કેમ રમાય છે એની એને સારી પેઠે માહિતી હતી. એનો સાળો, માપલો, અઢારે ય ધંધા કરતો હતો. આજે પાંચ વરસથી નડિયાદમાં સ્ટેશન ઉપરના ચોગાનમાં ભિખારાં પડી રહેતાં ત્યાં એ પડી રહેતો. બહારથી તો વાદીનો જ ધંધો કરતો. પરંતુ એ તો છૂપી પોલીસની માફક બહારનો છેતરવાનો, વેશ હતો. અંદરથી તો એ ચોરી કરતો, લૂંટ કરતો, અને આવી રીતે ત્રણ બાળકને ઉઠાવી લાવીને વેચી આવેલો પણ હતો. વાઘલાને પણ દેશમાંથી એણે જ બોલાવેલો. સાળાની પડખે જ એ પણ નડિયાદમાં હોય ત્યારે પડી રહેતો. એ પણ સાળાના ધંધામાં સામેલ થઇ ગયો હોત. પરંતુ એક જ વેલાનાં બે તૂંબડાં, એક કડવું અને બીજું મીઠું હોય, તેવું ભાઇબહેનમાં બન્યું હતું. માપલો આ ધંધો કરવા બનેવીને તેડી લાવ્યો હતો, ત્યારે એની બહેન, વાઘલાની પત્ની જેહરે એમાં સખત વાંધો લીધો હતો. એટલે પાંજરામાં પુરાયેલો, વાઘ જેમ લોહી ચાખ્યા વગરનો રહી જાય તેમ વાઘલાના પ્રસંગમાં બન્યું હતું.

પરંતુ સહવાસને લીધે જાગેલી એ વાસના, આજ ઓચિંતી એકાએક વાઘલામાં જાગી ઊઠી. ગોવિંદને જોતાં એનો જીવ બગડયો. જેહર તે ઘડીએ આંખ સામે ખડી થઇ. પરંતુ લોહી ચાખવાની વૃત્તિ એટલી પ્રબળ હતી કે જેમ પ્રાણી સામે શિકારીની બંદૂક નિશાન લેતી હોય છતાં એને ન ગણકારે, તેમ વાઘલાએ આ

વખતે જેહરને કોરે મૂકી. એનું ધણીપણાનું લોહી એકાએક જેહર વિરુદ્ધ કૂદકા મારી બેઠું.

છતાં નડિયાદ જેમ જેમ નજીક આવતું હતું, તેમ તેમ જેહર વિકરાળ ને વિકરાળ થતી જતી હતી. જેહરનો એને કંઇ બેપાંચ દહાડાનો કે વરસવંટોળનો અનુભવ ન હતો. પંદર વરસનો એનો જાતઅનુભવ હતો. એ જાણે તો, લડે. એટલું જ નહિ, પરંતુ વિફરે તો પોલીસને પણ ખબર આપે. આ અંગે બંને પતિપત્ની વચ્ચે ચર્ચા પણ થયેલી.

'ધાર કે હું ચોરી કરી લાવ્યો, તો તું શું કરે?' વાઘલે પૂછેલું.

'એ તો તે ઘડીએ ખબર પડે.'

'પણ આગળથી જાણતો હોઉં તો ચેતતો રહું ને.'

'જાણવું જ છે?'

'હા.'

'તને સીધો પોલીસમાં જ પકડાવી દઉં.'

વાઘલો હસ્યો. બોલ્યો: 'શી ખોટી બડાશ મારે છે!'

'ખોટી માને છે?'

'એકવાર નહિ, હજારવાર ખોટી'

'જેહરને હજુ નથી ઓળખતો?'

'ઓળખું છું. તેથી તો એ ધંધો કરતો નથી.'

'ત્યારે?'

'પોલીસ સુધી જાય એ મને ભેતરતું નથી.'

'શાથી ?'

'તારો સગો ભાઈ એ બધું કરે છે, છતાં એને તો કશું કરતી નથી.

'એને ને મારે શું છે ?'

'કેમ ? એ તારો સગો ભાઇ નથી ?'

'ભાઇ તો છે.'

'ત્યારે ?'

'ભાગિયો નથી.'

'એટલે ?'

જોહરે ખુલાસો કરતાં કહ્યું: 'એનું અને મારું એક લોહી એટલે એ ખોટું કરતો હોય તો મારું લોહી બળે. એના ભલાનાં બે વેણ કહેવાનું મન થાય. એ બધું કરી જોયું, પણ એણે ન માન્યું. એટલે એને રસ્તે એ, મારે રસ્તે હું......'

વચ્ચે વાઘલે પૂછયું: 'એ પરમાણે તું તારે રસ્તે, ને હું મારે રસ્તે જઈએ તો ?'

'ધણીધણિયાણી તો પાપપુણ્યના ભાગિયાં છે. તું તારે રસ્તે જાય તો પણ એ પાપ મારે ભોગવવું પડે. હું જાઉં તો તારે ભોગવવું પડે. કાંઈ ખોટું કરતો હોય તો એને રોકવો એ ભાગિયાનો ધરમ છે.'

'અને ના રોકાય તો ?'

'એને પોલીસ પાસે પહોંચાડીને ય રોકું.' જોહર હસી. એને તે વખતે ખાતરી હતી કે વાઘલો આ તો વાદ કરે છે એટલું જ, બાકી એવું કોઇ કામ કરે નહિ.

વાઘલાના મનમાં પણ તે ઘડીએ પોતે એવું કામ કરવાનો હતો માટે પૂછતો હતો એવું કંઇ ન હતું. ફક્ત દંપતી વચ્ચેનો એ એક વિનોદ વાર્તાલાપ જ હતો. વળી એ બધાના બચાવમાં જેહર પાસે પ્રત્યક્ષ પુરાવો પણ હતો. માપલો એ બધું કરતો હતો છતાં એમના કરતાં સુખી હતો એવું કંઇ ન હતું. એ પણ એમની જેમ આકાશના છત્ર નીચે, સાદડીનો છાંયો કરીને પડી રહેતો. પોતે પણ એ રીતે જ રહેતાં. એની એવી કમાણીમાં કાળા હાથ એને કરવા પડતા, અને ખાઇ જનારા ખાઇ જતા. ચપટી એની ભાગ આવતું તે એ જુગારમાં, દારૂમાં, અને પારકાં બૈરાંની છેડતી કરવામાં પૂરું કરી નાખતો. ટૂંકે ઘણા વખત છોકરાંને રોટલો ય નહોતો મળતો ત્યારે એની વહુ જેહર પાસેથી લેઇ જતી. છોકરાં પણ સીધાં આવીને ખાઇ જતાં. જેહર જાણતી તો એ પોતે પણ છોકરાંને બોલાવીને ખવરાવતી. એટલે વાઘલાને એ ઉપરથી તે બોધ તારવી આપતી કે, એ તો જેવો ધંધો એવી બુદ્ધિ, ને એવી બરકત.

એટલે વાઘલાને ખાતરી હતી કે પોતે સીધો ગોવિંદને જો પોતાને છાપરે લેઈ જાય તો, જેહર કદાચ પોલીસને ખબર ન આપે તો પણ, એ છોકરાને એને ઘેર પહોંચાડયા વગર ન રહે. અને ગમે તેવો સમજુ અને ડાહ્યો માણસ હોય તો પણ પોતાના છોકરાને ચોરી જનારને એ માફ ન કરે. આથી એણે મનમાં નક્કી કરી દીધું હતું કે, સીધા જઇને માપલાને જ ગોવિંદ સોંપી દેવો. એને જે કરવું હોય તે કરે. ફક્ત શરત એટલી કે એ વાતની જેહરને ગંધ સુદ્ધાં આવવી ન જોઇએ. માપલાની વહુ, કાબરી, પણ એના જેટલી જ એ વાતમાં પહોંચેલી હતી. કદાચ કોઈ ભેદ ફૂટે તો પોલીસ એની ચામડી ઉતારી નાખે છતાં, એના મોંમાંથી સાચી વાત નીકળે, એ આભજમીનનું છેટું. વળી જેહરના ચોખ-લિયા સ્વભાવની પણ એને ચીડ હતી.

ઘણા વખત એથી એ વાઘલાને મજાકમાં ઉડાવતીઃ 'વાદીની નાતમાં મેં તમારા જેવો નામરદ કોઈ ના દીઠો.'

સાળાવેલી સાથે એ પણ, હક્ક દાવે છૂટ લેઈને જવાબ આપતો. પોતે મરદ છે કે નહિ, તેની ખાતરી તરીકે એ કહેતોઃ 'તારી નણંદને, આ વેળા સવા વરસે ફરી ખાટલો આવ્યો તે ના જોયું ?'

કાબરી આંખો પટપટાવીને ઇશ્ક કરતાં કહેતીઃ 'ખાટલો તો આ કળજગમાં રાંડીરાંડોને પણ આવે છે.'

અર્ધો ઊભો થઇ જતાં વાઘલો કહેતોઃ 'રાંડીરાંડોને આવે કે રાજાની રાણીને આવે એ મારે જોવાની શી જરૂર ? પણ મારા ઘરમાં એવું થાય તો......'

હાથ લાંબો કરી, વાઘલાને બોલતો અટકાવી કાબરી કહેતીઃ 'બસ, બહુ થયું, જે છે તે મિયાનમાં રાખો. એ તો મારી નણંદના રૂડા પરતાપ, બાકી કોઇ નબળી મળી હોત તો ય તમે કશું ના કરી શકત.'

'એ તો અત્યારે શી રીતે બતાવું ?'

'પણ હું રોજ જોઉં છું ને.'

'શું ?'

'મારી નણંદ ના કહે એવું એકે ય પગલું ભરતાં પૂઠિયાં ફાટે છે. બૈરાની ઉપરવટ થઈ ધણી કશું ના કરે એવા તો તમને જ જોયા.'

કાબરી બોલતાં થંભી. પણ વાઘલો કંઈ ન બોલ્યો, એટલે એ વળી આગળ બોલીઃ 'ધણીનો તે વળી કોઈ ધણી છે ? એને ફાવે તે કરે. હું આવી વાઘણ જેવી બેઠી છું પણ એ બીજીઓ પાછળ ફરે છે. મારું કંઇ અજાણ્યું છે ? અને તમારાથી સાળાની જોડે એક ધંધો કરાતો નથી, પછી કોઈ બાયડી સામે જોવાય જ શાનું ?'

પોતાની હાર કબૂલ કરતાં વાઘલો કહેતોઃ 'એ તો ખરું. મારાથી એ ના કહે એ કશું નથી થતું.'

બેઉ હાથ લાંબા કરી કાબરી ફીટકાર આપતી હોય તેમ દાંત પીસીને બોલતીઃ 'ઢાંકણીમાં પાણી લેઈને બૂડી મરો, બૂડી. એક બૈરું માણસ, ઘરમાં ધણીને સૂતો મૂકી, છાનુંમાનું છિનાળું કરી આવે છે એટલીય તમારામાં હિંમત ક્યાં બળી છે? તમારા સાળા જોડે બહાર તમે શો ધંધો કર્યો એ બાયડી ક્યાં જાણવા બેઠી હતી! ધરતીનાં બે પડ ભેગાં થાય તોય અમારા બેઉમાંથી કોઈ એને વાત કરે એમ માનો છો?'

આ જાતની કાબરીની ખાતરી ગઈ કાલ સુધી તો વાઘલાને કંઈ કામની ન હતી. પરંતુ આજે એ એક કિંમતી થઈ પડી. પોતાના આ પગલાની ગંધ જેહરને નહિ આવે તેનો એને વિશ્વાસ હતો. ફક્ત ગોવિંદને એ હેમખેમ સોંપી દે ત્યાં સુધી તકેદારી રાખવાની હતી. પરંતુ એમાં જ પૂરતી કાળજી રાખવાની હતી. જેહર એના આવવાનું મોડું થયું હતું એટલે સ્વભાવ પ્રમાણે રસ્તા ભણી મીટ માંડીને બહાર બેઠી હોય તો નવાઈ નહિ. નડિયાદની ભાગોળ આવતાં ગોવિંદને છાપરાં સુધી લેઈ જવો એ નાનોસૂનો ખેલ ન હતો. અત્યાર સુધી તો એ ખેતરમાં છૂપાઈને ચાલતો આવ્યો હતો; ત્રણ ગાઉનો રસ્તો કાપવો એ જેટલો સહેલો પડયો હતો એટલું આ સહેલું ન હતું. અંધારિયું હતું, એ નસીબના જોરે મોટો લાભ હતો. ગામમાં છોકરો ખોવાયાની વાત પહોંચી ગઈ હશે એટલે એ તરફનો ભય પણ શરૂ થઈ ગયો હતો, એમ એને ખબર હતી. વધારે અંધારું થવા દેઈ એ મોડો ઘેર જાય તો જેહરને શંકા જાય. અને એનો ખુલાસો જો સંતોષકારક ન થયો તો ભોગ જ મળે. છતાં એ પડખાને પહોંચી વળાશે, એમ માની એણે થોડી રાત ઊતર્યા પછી જ ગામમાં પેસવું એ નિર્ણય કર્યો

હતો. એટલે નડિયાદ અર્ધો ગાઉ રહ્યું ત્યારે એ થોડો વખત સીમમાં બેસી રહ્યો.

વાઘલો ભાગોળમાં પ્રવેશ્યો ત્યારે લોકોની અવરજવર ઓછી થઇ ગઈ હતી, પરંતુ મુદ્દલ બંધ પડી ન હતી. છતાં એવો સમય હતો કે દરેકનું ધ્યાન પોતાના ઘર તરફ હોય. બાજુમાં થઈને કોણ ગયું કે એની સાથે શું હતું, તે ટીકીટીકીને જોવાની વૃત્તિ જાગે એ વેળા વટી ગઈ હતી. વાઘલાના અને માપલાના છાપરાંની વચ્ચે પંદર પડાવ હતા. નિત્યના રસ્તે જતાં પહેલો પોતાનો વાસ આવે, તેથી એ અવળો ફંટાઇને સામી બાજુ નીકળ્યો. એના પોતાના વાસની જોડેના વાસમાં, બે શોકયો હતી, તેમાં અવારનવાર મોટી લડાઈ જાગતી. એ કાર્યક્રમ અત્યારે ભજવાઈ રહ્યો હતો એટલે પડાવનાં કુતૂહલપ્રિયનું ધ્યાન એ બાજુ ખેંચાયેલું હતું. કાબરી પણ તે વખતે એ મોરચા પર કામગીરી બજાવવા હાજર થયેલી હતી. છોકરાં પણ તેની સાથે ગયાં હતાં. માપલો હુક્કો પીતો પીતો અંદર બેઠો હતો. ચોરીનો માલ એને સોંપતોકને વાઘલો તરત વિદાય થયો. ફક્ત એણે બે જ શબ્દમાં આખી વાત પતાવી દીધી—ચોરીનો માલ. અને પાછો સીધે રસ્તે વાસમાં આવવા પોતે વાસની પાછળ ચક્કર મારીને આગળ આવ્યો.

જેહરના કાન મોરચો જામ્યો હતો એ તરફ હતા, પરંતુ નજર તો—રોજ કરતાં ઘણું મોડું થયું છતાં વાઘલો નહોતો આવ્યો એટલે—રસ્તા તરફ જ મંડાયેલી હતી. અંધારામાંય, દૂરથી દેખાતો એનો આકાર ઓળખાયો.

પોતાના મોડા થવાનું કારણ છૂપાવવા, જેહર સવાલ કરે તે પહેલાં વાઘલાએ પૂછ્યું: 'શાનું પાછું આજે જુદ્ધ મંડાયું છે?'

'શોકયોને વળી કારણ શું જોઈતું 'તું? દર વખત શું કારણ હોય છે?' અને એ જવાબ સાથે જ જેહરે વાઘલાને પૂછ્યું: 'આજ કંઈ આટલું બધું મોડું?'

વાઘલાએ એની ગણતરી પૂરેપૂરી કરી જ રાખી હતી. ગોવિં-દનું હરણ કરવામાં જે ચાલાકી બતાવી હતી, એના કરતાં જેહર આગળ વિશેષ હોશિયારી બતાવવી પડવાની, એમાં એણે શંકા સેવી જ ન હતી.

એણે, સ્વાભાવિક, સાચી વાત હોય તેમ તરત જવાબ આપ્યો: ‘એક પાટીદારને ત્યાં ચોરાસી હતી એટલે જમવા રહ્યા.’

એ વાતને સાચી માની લેતાં જેહરે કહ્યું: ‘તે પેટનું જ કર્યું, કે છોકરાં માટે થોડો પરસાદ લેતો આવ્યો છે ?’

વાઘલે ખભેથી ઝોળી નીચે મૂકતાં કહ્યું: ‘એ વાત જ કરવા જેવી નથી.’

‘કેમ ?’

‘પાટીદાર મહા કમજાત હતો.’

‘ખાઇને એનું ભૂંડું બોલે છે ને ?’

‘એના કરતાં ના ખાધું હોત તો સારું ?’

‘કેમ ?’

‘મારા જેવાં દસ મફતિયાં જમવા બેસી ગયેલાં. જાતનો કમજાત, પણ એવા વખતે ભાણા ઉપરથી ના ઉડાડી મૂકાય એથો કમનનું થોડું થોડું પીરસ્યું. પછી માગે તે યે પીરસવા જ કોઇ ન આવ્યું.’

‘પણ પહેલે વખત પીરસ્યું તેમાંથી અર્ધો લાડવોય છોકરાં માટે લાવવો ’તો ને ?’

‘પણ કોને ખબર હતી કે પાછળથી એ એના મોં જેવું કરશે.’

‘સારું.’ એ ખુલાસો સ્વીકારી લેતાં જેહરે કહ્યું: ‘એણે ગમે તેવું કર્યું, તો ય ભૂંડું તો નથી જ કર્યું. હજુ એ અન્ન પેટમાંથી પચ્યું ય નથી ને એનું ભૂંડું બોલી એ પાપ તું કયે ભવ ભોગવશે ?’



નડિયાદ સ્ટેશન ઉપર રામપ્રસાદ ભૈયાની મમરાસેવની દુકાન હતી. પંદર વર્ષથી એ દુકાન કરતો હતો, પરંતુ જેને અનુભવ હતો તેને ખાતરી થઇ હતી કે એનું ધંધામાં ધ્યાન ન હતું. બહાર દેખાવ પૂરતો જ એ દુકાન કરતો, બાકી અંદરખાનેથી એના અનેક ધંધા હતા. એકાદૂરીના આંકડા એ મમરા વેચતો વેચતો જ લેતો. પોલીસ પણ જાણતી કે એ ખીલાનો ધંધો કરે છે. બે વખત એ પકડાય તેમ દરોડો પાડયો હતો, છતાં પોલીસની ફૂટથી જ એ બચી ગયો હતો.

ગુજરાતમાં કાઠિયાવાડી છોકરીઓનો વેપાર ધૂમ ચાલે છે એમ જાણતાં એણે એમાં પણ દલાલી કરવી શરૂ કરી હતી. ચોરીનો માલ પણ એ સંઘરતો હતો. વળી લગનનાં દલાલો કરતાં એ અનાથાશ્રમ, અબળાશ્રમ અને એવા પરદુઃખે ચાલતા આશ્રમોનો પણ ભોમિયો થયો હતો. એ અનુભવે મોટી છોકરીઓનો જ નહિ, પણ નાનાં બાળકોનો વેપાર પણ ચાલી શકે, તેનો એને ખ્યાલ આવ્યો હતો. એ રીતે ચોરીના બાળક સંઘરી એણે ધંધો પણ કર્યો હતો.

એને જે લોકોનો સહવાસ હતો તેમને ઘેર તો એણે બાળકો ઉભરાતાં જોયાં હતાં. પરંતુ શહેરમાં એવાં કેટલાં ય પૈસાદાર કુટુંબો હતાં કે જેમને ઘેર બાળક નહોતાં. અને પારકાં બાળકો લેઇ એ લોકો પોતાનાં કરે છે, એ વાત એણે પ્રથમ અનાથાશ્રમના વ્યવસ્થાપક પાસે સાંભળી છતાં તરત ગળે ઊતરી નહિ, પરંતુ પોતે કોને કોને એવાં બાળક આપ્યાં હતાં, એમ વ્યવસ્થાપકે નામ ગણાવવા માંડયાં ત્યારે એને માટે એ સૃષ્ટિ નવી ઊઘડી.

વ્યવસ્થાપક થોડા અનુભવે સમજી ગયો હતો કે બાળક રૂપાળું, તંદુરસ્ત હોય તો એનું સ્થાન થતાં વાર લાગતી નથી. પરંતુ અનાથાશ્રમમાં જે બાળકો આવતાં તેમાંનાં ભાગ્યે કોઇ પૈસાદારને ગમવા જેવાં દેખાવડાં અને તંદુરસ્ત હોતાં, અને આશ્રમમાં રહ્યા પછી તંદુરસ્તી આવે એવી તો કોઈ સ્થિતિ નહોતી, એ વ્યવસ્થાપકની ક્યાં જાણ બહાર હતું?

એટલે સમાજમાંથી જે બાળકોની ચોરી થતી એ દેખાવડાં અને તંદુરસ્ત હોવાના કારણે જ થતી. અને એ ચોરી કરનાર વર્ગ કંઈ બાળકવિહોણો હોવાને લીધે ચોરી કરતો એવું ન હતું. એ તો જેમ જડ વસ્તુની ચોરી કરતો, તેમ બાળક ચોરતો. એના દલાલો વેચતા. આ જ્ઞાન વ્યવસ્થાપકને થતાં, એને પોતાને ધંધાની એક દિશા જ ઊઘડી ગઈ.

અમુક જોડિયા ધંધાઓ એવા હોય છે કે માણસને પોતાના મુખ્ય ધંધા સાથે એની સારી અનુકૂળતા હોય છે. અને એમાંથી જતે દહાડે એ જોડિયો ધંધો જ ઘણા વખત માણસનો મુખ્ય ધંધો બની જાય છે. વ્યવસ્થાપકને પણ એવું જ થયું. અનાથ બાળકોની

વ્યવસ્થા સાથે બાળકો વેચવાનો ધંધો સારો અનુકૂળ હતો. કોને બાળકો જોઈએ છે, એનો પણ આશ્રમ અંગે થોડો ખ્યાલ મળ્યા કરે છે. અને એવું ચોરીનું બાળક મળ્યું હોય, અને થોડો વખત સારુ ઠેકાણું ન પડે તો આશ્રમમાં રાખવાની સલામતી પણ હોય છે.

આશ્રમમાં કોઈ બાળકને દાખલ કરવાનું કે છૂટા કરવાનું કામ મંત્રીનું હોય છે. એની પ્રથમ મંજૂરી વગર કંઇ ન બને એવો સંસ્થાનો નિયમ હોય છે. પરંતુ એ સેવાભાવિ મંત્રીઓ ફક્ત કાગળ ઉપર સહી કરી મંજૂર નામંજૂર કરવાનું કામ વ્યવસ્થાપકની સલાહ પ્રમાણે મોટે ભાગે કરતા હોય છે. આંતરિક બાબતમાં એ કંઇ જાણતા હોતા નથી એમ કહીએ તો પણ ચાલે. અને જેટલું જાણતા હોય તે વ્યવસ્થાપકનું ઉછીનું આપેલું જ્ઞાન જ ઘણી વખત હોય છે. આ સ્થિતિમાં વ્યવસ્થાપક વગર નામ દાખલ કર્યે પંદર વીસ દિવસ કોઈ નવીન બાળકને રાખે, તેવી નજીવી અને નકામી વાત મંત્રી જાણવા ય શું કામ બેસે!

એટલે અનાથાશ્રમની વ્યવસ્થા કરતાં કરતાં વ્યવસ્થાપક કાળીદાસે આવાં બાળકો સઘરવાનો અને વેચવાનો જોડિયો ધંધો શરૂ કર્યો હતો. અજાણ્યા જગતને તો આ ચોરાયેલાં બાળકોનું શું થતું હશે તેના કંઈ કંઈ તર્કવિતર્ક થતા. ઘણાં ભોળાં ગ્રામજનો તો એમ પણ માનતાં કે પ્રાણીઓની પેઠે બાળકોની પણ કતલ થાય છે! અને એથી જ કોઈ બાળક ચોરાતું ત્યારે એના હૈયામાં અરેરાટી વ્યાપી જતી. પરંતુ ચોર જગતમાં તો એ કામ ત્રણ જણ વચ્ચે વેહેંચાયેલું હતું. માપલા જેવા ચોરનાર હતા, રામપ્રસાદ જેવા વચ્ચે પહોંચાડનાર દલાલ હતા, અને કાળીદાસ જેવા અક્કલ-હોંશયારીથી વેચનાર હતા.

દરેક બાળકના ભાગ્યમાં આ એક સરખી જ ગતિ લખાઇ

છે, એમ પણ નથી. તો તો બધાં બાળકો પૈસાદારના મહેલમાં જ રમતાં થઈ ગયાં મનાય. ભીખ માગવાના ધંધામાં પણ એવાં બાળકોનો ઉપયોગ થાય છે. જવલ્લે એવું પણ બને છે કે ચોરવાની પ્રબળ પ્રવૃત્તિને લીધે બાળક ચોરાય છે. અને ઘરની જંજાળમાં એકનો વધુ ઉમેરો થાય છે. પરંતુ મોટા ભાગની ચોરી ધંધા માટે થાય છે.

એટલે ગોવિંદ માપલાના હાથમાં પડયો ત્યારે એ બહુ ભારે કાયડો ન હતો. સીધો એણે રામપ્રસાદને તરત સોંપી દીધો. આઠની અમદાવાદ જનાર લોકલ ઊપડી ગઈ હતી એટલે રાતે એકની લોકલમાં પોતે એને અહીંથી વિદાય કરી દેશે એમ ખાતરી આપી રામપ્રસાદે માપલાને વિદાય કર્યો. સવારના મેલમાં જાય તો પણ વાંધો ન હતો. પરંતુ નજીકનું બાળક હતું એટલે સવારમાં અહીંનાં સ્ટેશનોની જડતી થાય એ બનવાજોગ હતું. એટલે રાતે જ ઊપડી જવું એમાં સહીસલામતી હતી.

રામપ્રસાદે ગોવિંદને ગાડી ઉપર લેઈ જતા પહેલાં પોતાની તૈયારી કરી દીધી. જાણે એનો જમણો હાથ ભાગી ગયો હોય તેમ બે બાજુ વાંસની ચીપો મૂકી, કામચલાઉ પાટો બાંધ્યો. ગળે ઝોળી બાંધી એ હાથ તેમાં નંખાવ્યો. કેટલી સરસ સલામતી !

ગોવિંદ ગાડીમાં રડે તો પણ ચિંતા નહિ. એના દાદાના નામની બૂમ પાડે તો પણ ફિકર નહિ. છોકરાનો હાથ ભાગી ગયો છે માટે રડે છે. એના દાદાની બહુ માયા છે !

પરોઢિયે ચાર વાગે તો ચોરાયેલો ગોવિંદ સરકારી કાયદા પ્રમાણે નંધાયેલી સંસ્થામાં પહોંચી ગયો, કે જ્યાં તપાસ કરવાની છૂપી પોલીસને પણ શંકા ન આવે.

જ્યારે સામી બાજુ, મોહનપરાના લોકોને તો એ આઘાત-જનક બનાવની હજુ કળ પણ વળી ન હતી. પછી એ અંગે શું પગલાં લેવાં એ તો સમજાય જ ક્યાંથી ? બકોર ભગતના માથા ઉપર આ કંઈ જેવો તેવો આઘાત ન હતો. જુવાન દીકરાનું અને વહૂનું અકાળ અવસાન એ સહી શકયા હતા, પરંતુ આમાં તો એમની મતિ જ મૂંઝાઇ ગઈ હતી. મૃત્યું એ કુદરતી હતું, પરંતુ ગોવિંદનું અપહરણ એ તો સ્વપ્નેય નહિ ધારેલો બનાવ હતો. શું કરવું તે અંગે એમની પાસેથી આશા રાખવાની રહી ન હતી. ગામલોકો પોતાને જેમ સૂઝે તેમ એ અંગે પગલાં લેતા હતા. એક તો ખાસ્સા એ અઢી કલાકે ભગતને ખબર પડી કે ગોવિંદ ચોરાયો. લોકો સ્વભાવ પ્રમાણે એની ચર્ચા કરવા લાગ્યા. શંકા સમાધાનમાં પડયા. અને એ નિર્ણયમાંથી રસ્તો વિચારતાં કલાક બીજો નીકળી ગયો. એટલે ગામની ત્રણ બાજુ જે બીજે ગામ જવાના રસ્તાઓ હતા તે ભણી, બીજા ગામ સુધી જઈ જઇને માણસો પાછા આવ્યા, પૂછપરછ કરી પણ કોઇએ ભાળ બતાવી નહિ.

મૂળ વાત મૂકી લોકો અવળી વાતો પણ વિચારતા હતા. એવા નબળા લોકોને ખરી રીતે ગામમાં પેસવા જ ન દેવા જોઇએ. રખડતી જાત, છેવટ બહાર વસ્તુ પડી હોય તે લેઈ જવામાંથી ન જાય. ગામમાં રાતવાસો રહેવું હોય તો એવાં માટે ચોરામાં નોંધાવાનો જે કાયદો છે, તેમાં એટલું ઉમેરવા જેવું છે કે, ગામમાં દાખલ થતાં દરેક મુખી પાસે નોંધાવે અને જતી વખતે એમને મળને જાય. બાકી એ ભટકતી જાતનું શું ઠામઠેકાણું ? કયાં એની તપાસ કરવી ?

વળી કોઈ બીજી સલાહ પણ આપતું હતું. પારકાનો દોષ કાઢવા ગયા કરતાં પહેલો આપણો દોષ જોવો જોઇએ. એવો કોઇક

આવ્યો કે જાણે જમવાનું હોય તેમ બાળકો એની પાછળ પાછળ ભમે છે. ઠીક છે, ઘડી ખેલ કરતો હોય ત્યારે જોઆં રહે. પરંતુ આ તો કોઈ છોકરાંને કહેનાર જ નહિ. અને હવે તો બધાં ઘરઘરનાં કર્તાકારવતાં થઈ ગયાં એટલે કોઈ બે શબ્દ તતડાવીને કહે તો એની મા ઉપરાણું લે છે— અમારાં છોકરાંને ભાંડવાની બીજાં શું કામ પંચાત કરે? પણ આવું બને ત્યારે લોકો ની આંખ ઊઘડે કે છોકરાંને નહિ વાળો તો, અને બીજો વાળતો હશે ને ઉપરાણું લેશો તો, કોઈ દહાડો પંચાતમાંથી ક્યાંત થઈ જશે!

અને ગામડામાં આવો પ્રસંગ બને છે ત્યારે લોકો તાત્કાલિક તે ભય કે મુશ્કેલીને પહોંચી વળવાના મહત્ત્વને બાજુએ મૂકી આવા જૂના ભૂતકાળના પ્રસંગો સંભારવા બેસી જાય છે. અને તેવા પ્રસંગોની હારમાળામાંથી ઊંચા જ આવતા નથી.

'આપણા ગામમાં આ પહેલો પ્રસંગ બન્યો પણ કંઈ બીજા ગામમાં બનેલા આવા પ્રસંગ આપણે નથી સાંભળ્યા? હમણાં ખોજાઓની બૂમો ઓછી પડે છે, પણ પહેલાં ખોજાઓ છોકરાં ઉપાડી જાય છે એવી વાતો રોજ નહોતા સાંભળતા? આપણા લોકો એવા છે કે સામાને ઠોકર વાગે તેથી કશું શીખવાના નહિ, અને પોતાને ઠોકર વાગે ત્યારે એમની આંખ ઊંચી થાય. જોડેના ગામના બ્રાહ્મણનો છોકરાને ભાગોળે પડેલાં છારાં જતી વખતે ઉઠાવી ગયાં, તે આજ એને પંદર વર્ષ થયાં. હવે આવશે એ છોકરો.'

બીજો કહેતો: 'આપણા મોહનપરામાં ય ક્યાં નથી બન્યું? કોઈ ચોરી નથી ગયું, પણ નાસી ગયાની વાત આપણી આંખે જોયેલી છે કે નહિ? સોમાનો છોકરો, ચતુર. બાપ અક્કર્મી વેંત વગરનું મારતો, તે દસ જ વર્ષનો હતો પણ એક દહાડો ઘરમાં માટીની હાંલ્લી ભાંગી ગઈ એ બીકમાં, બાપ ખેતરમાંથી આવશે

એટલે મારશે તેથી ભાગી ગયો. આજે એનેય ૨૦ વર્ષ વીતી ગયાં. વચ્ચે કોઈ કહેતું કે મુંબઈમાં છે, વળી પછી કોઈ ખબર લાવ્યું કે નડિયાદના અમેરિકન દવાખાનામાં આવ્યો છે. એનો ભાઈ તપાસ કરી આવ્યો પણ એનું નામ કંઇ નહિ.'

એના અનુસંધાનમાં ત્રીજાએ વાત ઉપાડી લીધી: 'હવે આટલે વર્ષે એને શોધવો એય મૂરખાઇ કહેવાય. નડિયાદ જેટલો નજીક એ આવે જ નહિ. ક્યાંય વટલાઈ ગયો હશે. ખ્રિસ્તી થયો હશે તો એ લોકોએ બૈરું પણ કરાવ્યું હશે. ભલું હશે તો એને હવે ઘરગામેય યાદ નહિ રહ્યું હોય. અને હોય તો ય, એને હવે સંઘરાયેય કેમ? નાનો હોય તો સમજ્યા, પણ એવા મોટા વટલી ગયેલાને નાતમાં પણ કેમ લેવાય?'

કોઈ પાણીવાળા બોલતા: 'સાલ્લો એ મદારી જો હડીએ ચડે તો એને મારી જ નાખવો જોઇએ.'

'આ સરકારનું બધું ખાતું જ અંધેર ચાલે છે. આમ કોઈનાં છોકરાંને ઉપાડી જાય તે કંઈ જેવી તેવી વાત છે? હાથમાં આવે તો તરત એવા ને ભરબજારમાં ગોળીએ વીંધી દેવો જોઇએ. પણ દહાડો જાય છે તેમ કાયદા ઢીલા થતા જાય છે. ફાંસીની સજા કોકને જ કરે છે. અસલના વખતમાં કાયદા હતા એના જેવા એક ય નહિ. ચોરી કરનારનો હાથ જ કાપી નાખે.. પારકી બૈરી ઉપર નજર કરનારની આંખ જ ફોડી નાખે. ગાળ બોલનારની જીભ કાપી નાખે......'

'આપણને કંઈ ઓછું લાગે છે? પણ આ હાથ ઝાલીને બેસી રહ્યા—શું કરીએ? અભણ અને આંધળો બરાબર. હમણાં કાયદો જાણતા હોઇએ તો તરત કશું કરીએ. આપણાથી જે બન્યું તે સામા ગામ સુધી ધક્કો ખાઇ આવ્યા.'

'બે આંકડા જાણનાર આ આપણા કસ્તુર શેઠ. આવે વખતે એમની બુદ્ધિ કામમાં આવે. સરકારી માણસોને એ ઓળખે પણ ખરા, અને લાગવગ પણ ખરી.'

કસ્તુર શેઠ ચોરામાં ગયા હતા તે દુકાનનાં (રહેતા પણ એમાં) પગથિયાં ચડતાં બોલ્યા: 'ચોરનારની ચાર (આંખ) અને આપણી બે. તરત ખબર પડી હોત તો એને પકડી પણ પડાત. હવે તો કાયદેસર જે થાય તે ખરું. આ મુખી પાસે જઇ આવ્યો. મુખીએ રિપોર્ટ ફાડયો. વરતણિયો નડિયાદ એ લેઇને મોકલ્યો પણ ખરો.'

'પોલીસ ને બોલીસ! ચોરના ભાઇ એ વળી ઘંટીચોડા! ખાતર કેડે દીવેલ. આ ભગત બિચારાને સાનભાન નથી, અને કાલ એને ઘોંચપરોણો કરશે—તમે કયાં હતા? છોકરો તમે કયારે છેલ્લો દેખેલો? કેટલા કલાક પછી તમને ખબર પડી? અને કાણમોંકાણ આવ્યા હોય ત્યાં ય લાડવા જમવાના ખોળે.'

કસ્તુર શેઠે એનો સ્વીકાર કરતાં કહ્યું: 'એ બધું ય સમજીએ છીએ, પણ આપણા હાથપગ એ. બીજું આપણે કરીએ ય શું?'

કોઇએ વિચાર આવતાં પૂછ્યું: 'એ વાદી લોકો નડિયાદ સ્ટેશન ઉપર પડયા રહે છે. ત્યાં તપાસ કરી હોય તો ન મળી રહે?'

કસ્તુર શેઠ હસ્યા: 'ચોર તે કંઈ દાણીને ઘેર ગાડું છોડતો હશે? નડિયાદમાં પોલીસનું મોટું થાણું રહ્યું. પકડાઇ જતાં વાર લાગે? ત્યાં પડયો હોય તો પણ તરત ચાલતી પકડે.'

માણસ મનમાં પરણે ને મનમાં રાંડે, તેમ એ વિચાર તરત જન્મીને ગુજરી ગયો.

કસ્તુર શેઠે છતાં એ વાતના અનુસંધાનમાં ઉમેર્યું: 'આપણે

પોલીસને ખબર આપીએ એટલે તરત એ એવા પડાવ જ્યાં પડયા હોય ત્યાં તપાસ કરે જ. એ લોકોને ય, આવા કેસ પકડે તો પગાર વધે છે, ઉપલી જગા મળે છે, એટલે આપણા કરતાં એ ઓછા કાળજી નથી રાખતા. પણ મેં કહ્યું તેમ ચોરનારની ચાર અને આપણી બે, એટલે એ ય ધારે તો ય બધાંને શી રીતે પકડી શકે ?'

અને કસ્તુર શેઠના એ અભિપ્રાયમાંની વાત ખોટી પણ ન હતી. થાણે રિપોર્ટ પહોંચતાં જ, જમાદારે જેવી એ વાત જાણી એવી, એ માપલાના મુકામે આવ્યો.

બૂટ ઉપર સોટીને ગેલ કરાવતાં જમાદારે કહ્યું: 'કેમ, માપલા, આજ કંઇ નવાજૂની કરી છે ને ?'

'શાની સાહેબ ?'

'અમને હમણાં ખબર આવી ગઈ. મોહનપરામાંથી છોકરો...'

માપલાએ મૂગા રહેતાં ઇશારત કરી. તે વખતે ગોવિંદને અમદાવાદ વિદાય કરવા રામપ્રસાદ તૈયાર કરતો હતો.

જમાદારે કહ્યું: 'મારો હિસ્સો.'

'માપલો બોલ્યો: 'સા'બ! હજુ માલ તો વેચાવા દો.,

'અચ્છા! ફીર મીલેગા.' કહીને જમાદાર વિદાય થયો.

આજે શનિવાર. ગોવિંદને ગૂમ થયાં સાત દિવસ થયા. ગયા શનિવારે એ ચોરાયો હતો. ગોકુળમાંથી ગિરિધરના જવાને લીધે ગોપીજનવલ્લભની જે સ્થિતિ થઈ હતી, તેવી દશા મોહનપરાના મંદિરવાળા ફળિયાની થઈ હતી.

ફળિયાનાં ઘર એના વગર સૂનાં પડયાં હતાં. પોપટનો કલકંઠ ભરાઈ આવ્યો હતો. મંછા ગાયે પણ તરણાં લેવાં તજ્યાં હતાં. દિવસરાત પ્રભુ નામ પુકારે તેમ ભગત ગોવિંદ...ગોવિંદનો પોકાર કરતા હતા. અને શિવશંકર બહાવરા બન્યા હતા.

એમની આંખમાં કાયમ પાણી જણાતાં. પોપટને સવાલ કરતાં ગદ્‌ગદ્‌ કંઠે એ કહેતા: 'બેટા, નારણ! સાચું કહેજે, ગોવિંદ જડશે કે નહિ?'

નારણ આવા જવાબ આપવા ટેવાયો ન હતો. મોજમાં આવે ત્યારે હકારમાં ડોકું ધુણાવે, મોજમાં આવે ત્યારે નકારમાં ધુણાવે. એમાંથી શા ઉપર આધાર રાખવો એ શિવશંકર નક્કી કરી શકતા નહિ. સૌથી પ્રથમ વખતનો જવાબ સાચો માનવો, એમ જો એ જોવા જાય તો નિરાશ થવા જેવું હતું. પરંતુ તે વખતે નારણે વગર સમજ્યે જવાબ આપ્યો હતો, અને તેથી બીજે વખત એને સમજ પાડીને પૂછ્યું ત્યારે એણે હકારમાં જવાબ આપ્યો હતો.

વળી તે પછી ત્રીજે વખતે પણ એણે સ્પષ્ટ 'જડશે' એમ કહ્યું હતું. તે પછી ત્રણ વખત નામાં પણ ડોકું ધુણાવ્યું હતું. છતાં નારણના બીજા અને ત્રીજા વખતના જવાબને બુદ્ધિપૂર્વકનો, અક્કલ હોશિયારીનો અને અગમવાણી તરીકેનો માનતા એ હતા. છતાં દિવસમાં બીજું કંઈ ન સૂઝે ત્યારે વળી એ તો એ સવાલ નારણને એ કરતા હતા.

ગોવિંદની માયા નારણને પણ હતી. જન્મ અને મરણની વાત સૌ પ્રાણી સમજતાં હોય છે. એના તત્ત્વજ્ઞાનમાં એ નહિ સમજતાં હોય તે બને. પરંતુ પ્રત્યક્ષ જન્મ–મરણના દાખલાઓથી એ એનો અનુભવ કરી શકતાં હોય છે. એટલે ગોવિંદ મરી ગયો એમ જો શિવશંકરે કહ્યું હોત તો નારણને કંઈ કાચુંપાકું સમજાત. પણ ગોવિંદને કોઈ લેઈ ગયું—ઉપાડી ગયું, એ એને સમજાયું ન હતું.

નારણને એ પણ સમજાત, જો એ થોડો મોટો થયો હોત અને ઊડતાં આવડયું હોત, પાંખો ફફડાવીને એણે હવામાં તરવાની મોજ માણી હોત, અને પછી એને પકડીને આ પાંજરામાં પૂર્યો હોત તો ગોવિંદને પણ પોતાની માફક પાંજરામાં પૂરવા કોઈ લેઈ ગયું હશે, એમ એને જાતઅનુભવથી ખ્યાલ આવત. પરંતુ નારણ તો પાંખો ફફડાવતાં શીખ્યો નહોતો તે પહેલાં અહીં આવીને બેઠો હતો. અને સાચે જ, નર્મદાને એ બા કહેતો, અને શિવશંકરને એ બાપુ કહેતો ત્યારે પોતાને સૃષ્ટિ ઉપર લાવવામાં કોઈ બીજાંઓનો હિસ્સો હતો એનો એને ખ્યાલ પણ ન હતો.

એટલે શિવશંકરના પ્રશ્નનો જવાબ આપતાં પહેલાં એ સામો પ્રશ્ન કરતો: 'ગોવિંદ કયાં ગયો?'

'મદારી લેઈ ગયો.'

'મદારી કોણ?'

'સાપ કાઢનાર.'

'સાપ એ કોણ?'

'તારો બાપ.' શિવશંકર હૈયાના દુઃખને લીધે સહેજ સહેજમાં ખિજાઈ જતા.

'મારો બાપ એ કોણ?'

આનો તો અંત જ ક્યાંથી આવે? એટલે શિવશંકર કહેતાઃ 'એ બધું તને ના સમજાય. જે સમજે એનો જવાબ સાચો પણ ન પડે. તેથી જ પક્ષીઓનો, પ્રાણીઓને, બોલતાં ન શીખ્યાં હોય તેવાં બાળકોનો જવાબ સાચો પડે છે. માટે તારે જાણવાની કશી જરૂર નથી. ફક્ત ગોવિંદ જડશે કે નહિ, એટલો હા–ના માં જવાબ આપને.'

આ બધા શિવશંકરના ઊંડા તત્ત્વજ્ઞાનમાં નારણ કેટલું સમજ્યો એ તો એ જાણે. પરંતુ એમાં પોતાની ઉપેક્ષા થઈ હોવાથી એ પણ ખિજાયો હોય તેમ જવાબ આપતોઃ 'નહિ જડે જાવ.'

એ ખિજાઈને બોલે છે એટલે એ વાત સાચી ન માનતાં, શિવશંકર એને બારણું ખોલી પાંજરા બહાર કાઢતા. હાથ વતી પંપાળતા. થોડાં વખાણ કરતા. અને એનો મિજાજ બરાબર ઠેકાણે આવ્યે એ ફરી પૂછતા. એનો મિજાજ ઠેકાણે આવ્યો કે નહિ, તે જાણવાની રીત સહેલી હતી. નારણ બરાબર ખુશમિજાજમાં આવતો ત્યારે એની ડોક, ઘડિયાળનું લોલક નિયમિત જેમ ઝુલતું હોય છે, તેમ ઝુલાવ્યા કરતો. અને એ વેળાએ શિવશંકરને જોઈતો જવાબ મળી પણ જતો.

છતાં બોલવા શીખેલો પોપટ, બીજાં પ્રાણીઓ જેટલો પ્રાકૃત ન ગણાય એમ માની એ મંછા ગાય આગળ પણ બોલ નાખતાઃ 'બેટા! તું મનમાં હોય તેવો જવાબ ન આપે તો ' સામે જ દેખાતી રણછોડજીની મૂર્તિ તરફ આંગળી કરી એ કહેતાઃ ' તને રણછોડજીના સમ છે. ગોવિંદ જડશે કે નહિ ?'

મંછા છેલ્લે છેલ્લે એટલી સ્વાર્થી થઈ હતી કે એને ઘાસપૂળો કરવા સિવાય ખાલી હાથે ગમે તે જાય, નર્મદા કે શિવશંકર, પણ માથું વીંઝી છાંસિયું જ કરતી. અને તે રીતે એણે તરત છાંસિયું કર્યું. અને તેથી માથું આડું અને ઊભું એવું વીંઝાયું કે એને હામાં ગણવું કે નામાં એ જ શિવશંકરથી નિર્ણય ન થઈ શક્યો.

એના સ્વભાવને ઓળખતા શિવશંકર બીજી વખત ખાલી હાથે ન ગયા. દાણને ગમાણમાં મૂકતાં જ એ ડોકું ઊંચુંનીચું કરતાં ખાવા લાગી. શિવશંકરે તે સાથે જે સવાલ કર્યો તે સાંભળવામાં એને ધ્યાન જ ન હતું. પરંતુ ખાતી વખતે પ્રાણીને મોં ઊંચુંનીચું કરવાની જે ટેવ હોય છે તે પ્રમાણે ઉપરા ઉપરી ત્રણ વખત હકારમા રમાં ડોકું ધુણાવ્યું.

શિવશંકર આશાથી ઊભરાઈ જતાં રસોડામાં દોડયા. નર્મદાને કહ્યુંઃ ' ગોવિંદ આવશે. '

નર્મદાને પણ ગોવિંદનો આઘાત લાગ્યો હતો. પરંતુ એ સ્ત્રી હોવા છતાં શિવશંકર જેટલી વિહ્‌વળ થઈ નહોતી. એણે સવાલ કર્યોઃ

' શા ઉપરથી કહો છો ? '

' મંછાએ ડોકું હલાવી હા પાડી. '

' તમે એમ કરતાં કરતાં ગાંડા ના થઈ જાવ એ જોજો. તમારું આ બધું શાસ્ત્રનું જ્ઞાન ક્યાં પલળી ગયું ? '

'તને ખબર નથી. પોપટનું કદાચ ખોટું પડે. પણ ગાય શાસ્ત્રમાં કેટલી પવિત્ર અને પૂજવા લાયક મનાઈ છે? એનામાં ભગવાનનો વાસ છે. એનું ખોટું ન પડે. ત્રણ વખત એકસાથે ડોકું હલાવી હા પાડી છે.'

શિવશંકરના મગજને અસ્થિરતા જેવું છે, એમ નર્મદાને એ ત્રણ દિવસથી ઊંડે ઊંડે શંકા પડી હતી. આ ચેષ્ટા એમાં વધુ ટેકો આપતી હતી. એટલે એની ચર્ચા ન કરતાં નર્મદાએ કહ્યું: 'સારું, ગોવિંદ પાછો આવશે તો કોને નહિ ગમે? આખું ગામ રાજી થશે.'

આમ ઘરનાં સાથે એ ગોવિંદની ચર્ચા કરતા ત્યારે એમનામાં બુદ્ધિ નથી એટલો જ કોઈ વાંધો કાઢે. પરંતુ એથી આગળ વધી એ રણછોડજી અને લક્ષ્મીજી આગળ પોતાનું એ દુઃખ પ્રદર્શિત કરતા ત્યારે તે બુદ્ધિ સાથે શરીરનું ભાન પણ ગુમાવી બેસતા. જાણે ભગવાન એમનો કોઈ મિત્ર હોય, અને આપત્તિમાં મદદ કરી શકે તેવો સંપતિમાન હોવા છતાં ગળે પ્રાણ આવ્યો હોય અને મદદ ન કરતો હોય, તે ઘડીએ મિત્રભાવે બે કડક શબ્દો મોઢેથી સ્વાભાવિક બોલાઈ જાય તેમ એ બોલ્યે રાખતા.

'તારી આખી જિંદગી સેવા કરી, પણ કોઈ દિવસ કશું મેં માગ્યું છે? બાળકની, એક શેર માટીની ખોટ છે પણ તે ય માગી છે?'

રણછોડજી જાણે હસીને જવાબ આપતા હોય કે, 'મેં ક્યારે કહ્યું છે કે તેં માગ્યું છે?'

'તો મારી આ માગણી કબૂલ રાખવી પડશે.' અને રણછોડજી કદાચ ન સ્વીકારે એ બીકે ભાર દેતાં એ કહેતા: 'એમાં મારી ભેગી તારી પણ આબરૂ છે. રણછોડજીના પૂજારીનું બદનામ એ ભેગું તારું ય બદનામ ખરું ને?'

રણછોડજી ગંભીર બની જાણે બધી વાત સાંભળી લેવા માગતા હોય તેમ કંઈ બોલ્યા નહિ.

શિવશંકર સ્વગત બોલ્યા: 'જો તું મારી આટલી માગણી નહિ માને તો, સૂરજરામ તરવાડી કહે છે તેમ, તેં મને તારી પૂજા કરવાને લાયક ગણ્યો નથી એમ હું સમજી લેઇશ.'

રણછોડજી ફિક્કું હસ્યા હોય તેમ લાગ્યું.

'હસવાની વાત નથી.' શિવશંકરે કહ્યું: 'અત્યાર સુધી મારે માથે બદનામી આવી છે તે મેં મૂંગે મોંએ સહી લીધી છે. નર્મદા વિધવા હતી કે નહિ, એની મેં કોઈ દહાડો ભાંજગડ કરી નથી. અને કદાચ એ વિધવા હોત એમ સૂરજરામ તરવાડી સાબિત કરી લાવ્યા હોત તોપણ મેં એને કાઢી મૂકી ન હોત. દગો કર્યો તો એના બાપે કર્યો. કન્યા તો ગાય જેવી જ્યાં દોરે ત્યાં જાય. હું દોરી લાવ્યો ત્યારે એ આવી. એને દોરી લાવતાં પહેલાં હું ગાફેલ રહ્યો તે મારે ભોગવવું જોઇએ. સૂરજરામ તરવાડી કહે છે કે એવું લોકાચાર વિરુદ્ધનું પગલું ભરે, જેને એની નાતે તજ્યો હોય તેની પૂજા ભગવાન કદી સ્વીકારે નહિ. ગરુડના આખ્યાનમાં એ ઉઘાડી વાત છે. ગરુડને પોતે ભગવાનનું વાહન છે, એ માટે ઘણું અભિમાન આવ્યું હતું. અને તેથી નાતની એણે ઉપેક્ષા કરી. નાતે પછી એને નાત–બહાર મૂકયો. ભગવાને તરત સંભળાવી દીધું કે નાતબહારિયાને હું ન સંઘરી શકું. ગરુડને જો ભગવાને ન સંઘર્યો તો પછી શિવશંકરને પણ પૂજારી તરીકે કેમ સંઘરે? સૂરજરામ આગળ કહે છે કે, સતયુગ હોત તો ભગવાને જાતે શિવશંકરને પૂજાની ના કહી દીધી હોત. પરંતુ આજે કળિયુગ છે એટલે પરોક્ષ રીતે ના કહેવડાવે છે. સૌથી પહેલું એને બાળક ન આપ્યું. બીજું એની ઉપર આસ્થા રાખનારને જ ભગવાન પરચો બતાવે છે. જુવાનીમાં એના હાથે જે રોગ મટતા,

તે પાછળ મટતા બંધ થયા. એકમાં, ભૂલને બદલે બીજી દવા અપાઈ જતાં, રીબાઈને મોત પણ થયું હતું. એ ભૂલ ભયંકર હતી ને પોતાનો ગુનો પોતે કબૂલ કરી પછી વૈદું મૂકી દીધું. છેવટ બકોર ભગતે ગામમાં સૌ કરતાં વધુ માયા બતાવી તો એનો જ દીકરો, એની ભાણીના હાથે ગૂમ થયો. પછી ભગવાન તે કંઈ આપણા લોકને કાનપટી પકડીને કહેવા આવે કે તમે પૂજારી રાખ્યો છે તેને હું લાયક માનતો નથી ? કળિયુગમાં તો એ પરચો જ બતાવે. સત-યુગ હોત તો મોઢામોઢ આવીને ય કહેત. '

સૂરજરામ તરવાડીએ ગોવિંદની ચોરી થયાના પ્રસંગે જાહેર કરેલો ચુકાદો શિવશંકરે રણછોડજીને પૂરેપૂરો સંભળાવ્યો. અને સીધા પ્રશ્નો કરવા માંડયા: ' ગરુડ પુરાણનું આખ્યાન મેં કંઈ થોડું નથી વાંચ્યું ? ગરુડના જેવો મેં કદી ગર્વ કર્યો છે ? નાતે મને નાતબહાર પણ મૂકયો નથી. મારી નાતમાં મારું લહાણું ચાલું છે. નહિ તો મારી ભાણી મારે ઘેર આવે પણ શી રીતે ? અહીંના બ્રાહ્મણોએ તો અદેખાઈના માર્યા મારી સાથે રોટીવ્યવહાર બંધ કર્યો છે. એ મારી નાતના પણ નથી. એ મોઢ છે અને હું ઔદિચ્ય બ્રાહ્મણ છું. છતાં એમાં મારો ગુનો હોય તો કહી દે, હું તારી પૂજા છોડી દેઉં. બ્રાહ્મણનો દીકરો છું, કથાવાર્તા અને ભિક્ષાવૃત્તિ કરી ખઈશ. '

રણછોડજી સામે આમ આટલું બોલ્યા છતાં એ મગનું નામ મરી ન બોલ્યા હોઈ, શિવશંકર લક્ષ્મીજી તરફ દષ્ટિ કરતાં કહેતા: ' તમારા કહેવાથી ભગવાને ઘણાંને મદદ કરી છે. તમને જો ખાતરી થઈ હોય કે મેં તનમનથી તમારી સેવા કરી છે, કદી કોઈનું અહિત ઇચ્છયું નથી: અને તમે જે ઘડીએ જે સ્થિતિમાં રાખ્યો તેમાં કાયમ આસ્થા રાખી ફક્ત તમારું જ નામ રટણ કર્યું છે, તો આ ગરીબ પૂજારી ઉપર આવેલી બદનામી ટાળી દો. '

લક્ષ્મીજી જાણે હસીને ન બોલ્યાં હોય: 'મારું વળી એ કે દહાડે માને છે?'

તેમ શિવશંકરે સામું કહ્યું: 'હું એ કેમ માનું? જે તમને લીધા વગર કોઈ જગાએ એકલા ડગલું ભરતા નથી, તે તમારું ન માને?'

પરંતુ બંને એટલાં ગંભીર લાગ્યાં કે કામ કરશે કે નહિ, તે સમજાયું નહિ. આવી સ્થિતિમાં માણસ જેમ વધુ આજીજી કરવાનું મૂકી દેઈ છેવટના નિર્ણય ઉપર આવી જાય તેમ શિવશંકર સાત સાત દિવસની વિનવણી પછી, છેલ્લા પગલા ઉપર આવી ગયા. બોલ્યા: 'દ્રૌપદીનાં ચીર પૂર્યાં, સુધનવાને તેલની કડકડતી કઢાઈમાંથી ઉગાર્યો, કુંવરબાઈનું મામેરું કર્યું, અને એવાં એવાં ભક્તોનાં કંઈ કંઈ કામ કર્યાં. એ બધાં જાણે મારા કરતાં મોટાં હતાં, એમના વાદ તો હું જાણે ન કરું. પણ તેં માંજારનાં નિભાડામાં બળતાં બાળ બચાવ્યાં, એ માંજારનાં બચ્ચાં જેટલી ય મારી તારા આગળ કિંમત નહિ?'

અને એ જાતની અગાઉ કાકલૂદીઓ થઈ ગઈ છે તે સાંભરી આવતાં શિવશંકર અટકી જઈ બોલ્યા: 'આખી જિંદગી મેં મારા માટે કંઈ માગ્યું નથી. માગીશ પણ નહિ. પરંતુ આ કલંક હું કોઈ દિવસ નહિ વેઠી શકું. તારે ગોવિંદ પાછો લાવવો પડશે. આજે સાત દિવસ તો થયા. બીજા સાત દિવસમાં એ પાછો નહિ આવે તો માનીશ કે સૂરજરામ તરવાડી સાચા છે. એમણે કહ્યું છે તે સાચું છે. તેં મારો પૂજારી તરીકે સ્વીકાર કર્યો નથી. એટલે પછી તું મારું કામ પણ શી રીતે કરે? હું પછી તરત મંદિર છોડી ચાલ્યો જઈશ.'

અને ભાન ભૂલી એ મૂર્તિઓ આગળ શિવશંકર કલાકો સુધી પડયા રહેતા.

×

બકોર ભગતની પ્રભુ આગળ આટલી બધી જોરદાર માગણી ન હતી. એમણે પોતે પોતાનું આત્મશોધન કર્યું હતું. શિવશંકર એમાં પોતાનો દોષ જોતા હતા, ત્યારે ભગત એમાં પોતાનું એટલું પુણ્ય ઓછું એમ માનતા હતા. સવિતાની ભૂલને લીધે પોતાનો બાળક ખોવાયો એથી પ્રથમ એમને એ છોડી ઉપર ગુસ્સો ચડયો હતો. પરંતુ આત્મશોધન કરતાં એ ક્રોધ એમને અકારણ લાગ્યો. એમાં એનો એમને દોષ પણ ન લાગ્યો. ત્રીજે દિવસે મહારાજે સવિતાને એને ગામ મોકલી દીધી ત્યારે સૌથી વધારે વિરોધ કરનાર પણ ભગત હતા.

એમણે કહ્યું: ‘એ છોડીનો બચારીનો કશો દોષ નથી. મારા ભાગ્યમાં હોય તેમ જ બને. નિમિત્ત એના માથે ભગવાને નાખ્યું એટલું જ, બાકી જે બને છે તે તો દરેકના ભાગ્ય પ્રમાણે જ બને છે. છોકરો અને છોકરાની વહુ ગુજરી ગયાં ત્યારે એ છોડી કયાં હતી?’

પરંતુ એમની એ દલીલ કંઈ કામ ન લાગી અને સવિતા એના બાપ પાસે ગઈ.

ભગતની આજે ભગવાનને એક જ પ્રાર્થના હતી: ‘તું જે કરતો હશે તે સારું જ કરતો હશે. મારા અકકર્મીના કરમમાં છોકરાનું સુખ નહિ હોય તેમાં તું શું કરે? ગોવિંદનો આવરદા હશે, અને મારા કરમમાં એનું સુખ નહિ હોય, એટલે એના ભલા માટે જ તેં એને મારી પાસેથી લેઈ લીધો હશે તો ય કોને ખબર? એ જ્યાં હોય ત્યાં સુખમાં હોય એટલે મારે બસ. હું બીજું કશું માગતો નથી. એનું એક વખત મોઢું જોવા દે. એને હેમખેમ દેખું એટલું જ હું માગું છું!’



રામરાય દ્વિવેદિયા અમદાવાદના સેસન્સ જજ હતા. આઈ. સી. એસ. હતા. એમનાં પત્ની કપિલાબહેન ઇન્ટર થયેલાં હતાં. વિધવા થયા પછી એમણે રામરાય સાથે પુનર્લગ્ન કર્યું હતું. નાગર જ્ઞાતિમાં એ વખતે આ લગ્ને ઘણો ઊહાપોહ મચાવેલો.

કપિલાબહેનને બે બાળકો જન્મીને ગુજરી ગયા પછી સંતાન થયું ન હતું. રામરાય ચાલીસ વર્ષના હતા. કપિલાબહેનને પણ સાડત્રીસમું વર્ષ જતું હતું. છેલ્લાં પાંચ વર્ષથી બંનેને બાળકની ઝંખના થયા કરતી. બાળક વગરનું ઘર અને હૈયું ખાલી ખાલી લાગ્યા કરતાં હતાં.

શરૂઆતમાં બંને એકબીજાની આ વાસના છુપાવતાં હતાં. પરંતુ દિલનું દર્દ કેટલો વખત છૂપું રહે?

રામરાયે છુપાવવાનું કારણ આપતાં જણાવ્યું: 'કપિલા! સાચે જ મને એમ હતું કે હું મારી આ ઝંખના વ્યક્ત કરું તો તમારા સ્ત્રીહૃદયને આઘાત થશે, એમ માનીને જ હું આજ સુધી એ છુપાવ્યા કરતો હતો.'

કપિલાબહેન હસીને બોલ્યાં: 'મને તો મનમાં કંઈ કંઈ ઘણા સમયથી થયા કરતું હતું. પરંતુ તમારા મુખ સામે જોતાં જ જીભ ઉપર આવેલો શબ્દ હું ગળી જતી. થતું કે તમે મને હસી કાઢશો—સ્ત્રી ગમે તેટલી કેળવાય તો પણ એ બાળકની ઝંખનામાં પ્રાકૃત સ્ત્રી જેવી જ રહેવાની!

બંનેએ પછી પોતાના સંસારબાગમાં બાળક રૂપી ફૂલછોડ બહારથી લાવીને રોપવો એમ નિર્ણય કર્યો. રામરાય મૂળથી સ્વતંત્ર વિચારના હતા. આઇ. સી. એસ. હતા, છતાં એ બીજા સિવિલિયનો જેમ પરદેશી નહોતા બની ગયા, પશ્ચિમનું જ સારું એવું પણ એમને નહોતું વસી ગયું. જ્યાંથી સારું લાગે તે અપનાવવું, અને જમાના પ્રમાણે સારાસારની નવી વિચારસરણી ન હોય તો જન્માવવી જોઈએ એમ એ માનવાવાળા હતા.

આ એમના સ્વભાવને લીધે બાળકનો પ્રશ્ન આવ્યો ત્યારે એમણે નવી વિચારણા કરી. કપિલાબહેનને જણાવતાં એમણે કહ્યું: 'કપિલા! આ મારો વિચાર તમને કેવો લાગે છે?'

વિચારને સામા આગળ રજૂ કરવાની રામરાયની આ એક અનોખી શૈલી હતી. કોઈ વખત એ પોતાની માન્યતા બીજા ઉપર લાદવાનો પ્રયત્ન કરતા ન હતા. પરંતુ પોતે આ માને છે, એ વિષે તમારું શું માનવું છે? આ એમનો હમેશનો એક પ્રશ્ન હતો. વિચાર ગંભીર હોય, નવીન હોય, તરત જવાબ ન આપી શકાય એવો હોય તો એ તુરત જણાવતા—હમણાં કંઇ ઉતાવળ નથી. પૂરતો વિચાર કર્યા પછી જે નિર્ણય ઉપર આવો તે જણાવજો.

એટલે એમની એ રીત પ્રમાણે બાળક બાબતનો પ્રશ્ન એમણે કપિલાબહેન આગળ મૂકયો. કોઈ પણ માબાપવાળા બાળકને દત્તક

લેવો એ ચાલની આવેલી રૂઢિ કરતાં કોઇ અનાથ બાળકને ઉછેરવો, પોતાનો કરી લેવો એમાં એમને વિશેષ માનવના લાગતી હતી. કોઈ પણ માબાપને પોતાનું બાળક બીજાને આપવાની અંતરની ઇચ્છા હોય જ નહિ. છતાં દત્તકમાં જે અપાય છે તેમાં પોતાના એ બાળકને અહીં પોતાને ઘેર જે મિલકત મળશે તે કરતાં ત્યાં વધારે છે, મોટું સુખ છે, એ કારણે જ માબાપ બાળકને દત્તક આપવા તૈયાર થાય છે.

આ કરતાં જે બાળકોની કોઈ સંભાળ લેનાર નથી તેવાં બાળકોને દત્તક લેવામાં આવે તો અનાથ બાળકોનો પ્રશ્ન અમુક અંશે ઓછો થાય. અને આવાં અનાથ બાળકોને જો દત્તક લેવામાં આવે તો એ એક આવકારપાત્ર પદ્ધતિ છે. દત્તવિધાનમાં એક એવી કલમ છે કે દત્ત જનાર બાળકના માબાપમાંથી એકની સંમતિ હોવી જોઈએ. તે સિવાય દત્તક લેઈ શકાય નહિ. આ કલમમાંથી અનાથ બાળકો માટે, જેમનાં માબાપ નથી તેમને માટે એ નિયમ ન ગણવો એવો સુધારો થવાની જરૂર તેમને લાગી. પરંતુ એ તો હિંદુ કાયદાનો પ્રશ્ન હતો, વળી ધર્મનો સવાલ થઈ પડતો હતો. એટલે એમાં તરત કંઇ ન બની શકે. પરંતુ એ અંગે પોતે પ્રયત્ન કરવો એમ એમણે નિર્ણય કર્યો. અને આ પ્રશ્ન એ પોતા માટે વિચારતા હતા એવું જ કંઈ ન હતું. કારણ કે, બાપ થવા માટે જ પુત્ર જોઈએ એવી કોઇ ગાંડી ઘેલછા એમને સતાવતી ન હતી. ફક્ત એમના ખાલી ઘરમાં બાળકનો વાસ થાય એ જ ઝંખના હતી.

વળી એ વિચારમાંથી એ તો પાછા બીજા વિચારમાં ઊતરી ગયા, અને કપિલાબહેનને સવાલ કર્યો: 'મને એક મૌલિક વિચાર સ્ફૂર્યો. છોકરો જ શા માટે? એવી કોઇ અનાથ

છોકરી હોય તો કેમ ન એને ઉછેરવી જોઈએ?'

વિચારની મૌલિકતાનો આસ્વાદ કરતાં કપિલાબહેન જવાબ આપ્યા વગર ફક્ત હસ્યાં.

'કેમ, મારું કથન તમને બુદ્ધિમાં ન ઊતર્યું?' રામરાય કપિલાબહેન સામે મીટ માંડી રહેતાં બોલ્યા: 'છોકરાછોકરીનો ભેદ ઉછેરમાં, કેળવણીમાં, સમાજના સ્થાનમાં—જો ભૂંસવો હોય તો છોકરા તરફનો પક્ષપાત દૂર કરવો જોઈએ.' અને સહેજ રહીને કહ્યું: 'આપણે તો જ્યાં ત્યાં ઘરમાં બાળક જ જોઈએ છે ને? એ જ જો અંતરની શુદ્ધ ઝંખના હોય તો છોકરો હોય કે છોકરી હોય, તેમાં આપણને ભેદ દેખાવવો જ ન જોઈએ.'

કપિલાબહેન અનાથ બાળકની વાતમાં જેમ તરત સંમત થઈ શક્યાં હતાં તેમ આમાં ન થઈ શક્યાં. એમણે કહ્યું: 'આ બાબતમાં, રામ, હું તમને સંમત થતી નથી.'

આશ્ચર્ય પામતાં રામરાયે કહ્યું: 'એક સ્ત્રી થઈને?'

કપિલાબહેનને માટે પણ આ વસ્તુ શરમાવા જેવી હતી. સંકોચ સાથે એ બોલ્યાં: 'રામ, તમારી એ વિચારસરણી હું બુદ્ધિથી જરૂર સમજી શકું છું. પણ વર્ષોના લોહીમાં ઊતરી આવેલા સંસ્કારને લીધે મારા હૃદયમાં પુત્રૈષણા વધુ પ્રબળ છે.'

'શું આપણને એક છોકરી હોત તો પણ......'

'ના, એથી મને ક્વચિત અસંતોષ લાગત, પરંતુ જીવન આજે ખાલી લાગે છે તેવું ન જ ભાસત, એની મને ખાતરી છે.'

'એટલી અપૂર્ણતા ધ્યાનમાં લાવ્યા વગર છોકરી ઉછેરવી એ વધુ શ્રેયસ્કર નથી લાગતું?'

'બુદ્ધિથી તો, મેં પ્રથમ જણાવી દીધું કે, લાગે છે. પણ જો આજે પસંદગી જ કરવાની હોય તો, પછી જેની પ્રબળ ઝંખના છે એને જ કેમ સ્થાન ન આપવું?'

રામરાય કંઇ વિચારતા હોય તેમ મૌન રહ્યા એટલે કપિલાબહેને ઉમેર્યું: 'ન્યાયમાં લાગણીને સ્થાન હોતું જ નથી એની મને પૂરતી ખબર છે.'

રામરાયે જાણે નિર્ણય કરી લીધો હોય તેમ એમની લાક્ષણિક ઢબે, કપિલાબહેનને ખભે હાથ મૂકી, એ ટેકે ઊભા થતા હોય તેમ સોફામાંથી ઊંચા થતાં કહ્યું: 'પણ હું અહીં કંઇ ન્યાય કરવા નથી બેઠો.'

અને બીજે દિવસે એમણે અમદાવાદના નાતજાત કે ધર્મના ભેદભાવ વગર કેવળ માનવતાના પાયા ઉપર ઊભા થયેલા, અને હિંદના દાદા, દાદાભાઈ નવરોજજીના પ્રાતઃસ્મરણીય નામથી જોડાયેલા, દા. ન. અનાથાશ્રમ–અમદાવાદના મંત્રીને પોતાની ઇચ્છા વ્યક્ત કરતો રા-૪ વર્ષના કોઈ અનાથ બાળકની માગણી દર્શાવતો પત્ર લખ્યો. મંત્રી પોતે રામરાયની નવી વિચારસરણીથી જેટલા ખુશ નહોતા થયા તેથી અનેક ઘણા રામરાય દીવેટિયા–સેસન્સ જજ પોતાના અનાથાશ્રમમાં રસ લે છે, એમણે પોતે પણ એક બાળક એમાંથી લેઈ ઉછેરવા માંડયું છે, એ નિમિત્તે શહેરમાંથી સારું ફંડ થઈ શકશે, એ વિચારથી એ ખુશખુશ થઈ ગયા હતા. અને આવતો વાર્ષિક સમારંભ તેમના પ્રમુખપણા નીચે ઊજવવો એમ તે જ ક્ષણે એમણે નક્કી કરી દીધું.

તે સાંજે જ મંત્રી અનાથાશ્રમમાં ગયા. વ્યવસ્થાપકને હકીકત કહી. રા–૪ વર્ષનાં તે વખતે ૧૧ છોકરા હતા, પરંતુ ન્યાયમૂર્તિના

બંગલાને શોભે તેવું કોઈ લાગ્યું નહિ. એવું કોઈ બાળક વહેલામાં વહેલી તકે મેળવવાનો મંત્રીએ વ્યવસ્થાપકને હુકમ કર્યો. રામરાયને પત્રથી જવાબ આપી શકાય તેમ હતું, છતાં બીજે દિવસે જાતે બંગલે મળીને પોતે વહેલી તકે ઘટતું કરશે અને એવી બીજી મંત્રીની આવડત બતાવી એ કૃતકૃત્ય થઇ આવ્યા.

આ વાતને બે માસ થઇ ગયા હતા; ત્યાં કાળિદાસ પાસે ગોવિંદ આવ્યો. સાચે જ રામરાયના બંગલે શોભી ઊઠે તેવો એ બધી રીતે હતો. આવી સરસ મિલકતનો બને તેટલો પૂરતો ઉપયોગ કરી લેવાનો કાળિદાસે વિચાર કર્યો. મંત્રીને આમાં ભેળવવાની એમને જરૂર ન લાગી. એમ કરે તો સેસન્સ જજ જેવાનું પોતાને સીધું ઓળખાણ ન થાય. અને એથી ભવિષ્યમાં જે લાભ લેવાય એ તો બાજુએ રહ્યો. પરંતુ પ્રથમમાંય કશો ફાયદો ન થાય. એ ખુશ થઈને દાન આપે તો અનાથાશ્રમને મળે. પણ એમાં કાળીદાસના છોકરાંએ શું બાજરી દીઠી? એટલે અનાથાશ્રમને વચ્ચે લાવ્યા વગર આ સોદો સીધો એમની સાથે પતાવવો એમ કાળીદાસે નક્કી કર્યું.

બે પાંચ દિવસમાં જ એમણે એ પતાવી પણ નાખ્યું હોત. પરંતુ અમદાવાદના 'કલ્યાણ' દૈનિકમાં એ બાળક ગૂમ થવાના સમાચાર આવ્યા હતા. મોહનપરાનું કોઈ દૈનિકમાં સમાચાર આપવાનું સમજતું ન હતું. અને આજે બાળકો ખોવાય છે ત્યારે જે જાહેરખબર આપવાની પ્રથા સંપૂર્ણ વિકસી છે તેવું તે દહાડે શહેરવાળાંને પણ જ્ઞાન થયું ન હતું, એટલે એ બુદ્ધિ મોહનપરાના ગ્રામજનોમાં તો હોય જ ક્યાંથી?

પરંતુ 'કલ્યાણ'ના નડિયાદના ખબરપત્રીએ પોલીસ કચેરીમાં જે બનાવનો રિપોર્ટ આવેલો તે ઉપરથી સમાચાર મોકલ્યા હતા.

'મોહનપરા તા. નડિયાદમાંથી એક ગોવિંદ નામના ચાર વર્ષના છોકરાને ગામમાં આવેલો મદારી અપહરણ કરી ગયો છે. પોલીસ ચાંપતી તપાસ કરી રહી છે. આ જિલ્લામાંથી હમણાં હમણાં આવાં ત્રણ ચાર બાળકોની ચોરી થઈ છે. જો આ ચોરી પકડાશે તો તેમાંથી આખું કાવત્રું પકડાવાનો સંભવ છે. માનવતાને લાંછનરૂપ આવી અધમ કોટિના ગુનેગારોને પોલીસ વહેલામાં વહેલા પકડી સખત સજા કરે તો જ આવા કિસ્સા બનતા અટકે.'

આ સમાચારને લીધે કાળિદાસ ધીરજ પકડી રહ્યા હતો. ગોવિંદ એક અઠવાડિયામાં આશ્રમનાં બાળકો સાથે એવો હળી ગયો હતો કે દાદાને સંભારતો ન હતો. મઝાથી રમ્યા કરતો હતો. મોહનપરામાં જેટલાં બાળકો એને લાડ કરાવતાં એથી વિશેષ અહીં હતાં. એનું ગોવિંદ નામ ભુલાવવા કાળિદાસે પ્રયત્ન કરી જોયો હતો પરંતુ એમાં સફળતા મળી ન હતી. એટલે એણે નામની બહુ ચિંતા ન કરી. ગોવિંદ નામ કંઈ એક જ છોકરાનું ઓછું હોય છે? છતાં પૂરતી તકેદારીથી કામ એ કરવાનો હતો.

વળી એ ઉપરાંત એને ખાતરી હતી કે કલ્યાણના એ સમાચાર રામરાયના વાંચવામાં નહિ આવ્યા હોય. કારણ કે એવા મોટા લોકો અંગ્રેજી પત્રો વાંચવામાં જ માનતા હોય છે.

વળી કપિલાબહેન પણ અંગ્રેજી ભણેલાં હતાં. એટલે રામરાયને ઘેર ગુજરાતી છાપું નહિ જતું હોય તેવી કાળીદાસની ગણતરી હતી. છતાં એ શંકા દૂર કરવા બીજે દિવસે ફેરિયાવાળો એ બીજું છાપું વહેંચવા નીકળે તે પહેલાં રામરાયના બંગલે એ જાય છે કે નહિ તેની ખાતરી કરી લેવા કાળીદાસ એ સ્થળે અડી ગયો. અને 'કલ્યાણ' નથી જતું તેની ખાતરી કરી.

છતાં બાકી રહ્યું હોય તેમ ફેરિયાવાળો ચક્કર મારીને રસ્તા ઉપર આવ્યો ત્યારે એણે બૂમ પાડી: 'એ...ય. કલ્યાણ.'

ફેરિયાવાળાએ સાયકલ ધીમી કરી 'કલ્યાણ' આપ્યું. અને એ સાયકલ મારી મૂકવા જતો હતો ત્યાં કાળિદાસે રામરાયનો દૂરથી બંગલો બતાવતાં કહ્યું: 'પેલા જજ સાહેબને ત્યાં 'કલ્યાણ' આપવું રહી ગયું છે? એમનો નોકર તમે ત્યાંથી ગયા ત્યારે કંઈ બૂમ પાડતો હતો.'

સાયકલને મારી મૂકતાં ફેરિયાએ કહ્યું 'ના, એ 'કલ્યાણ' નથી લેતા. બીજા કોઈને બૂમ પાડતો હશે.'

કાળિદાસના જીવને હવે પૂરી નિરાંત વળી.

ફેરિયાની બૂમો રસ્તો ગજવી રહી હતી:

'કલ્યાણ...કલ્યાણ...કલ્યાણ...'



છતાં ભવિષ્યમાં પણ પોતે પકડાઈ ન જાય તે માટે કળિદાસે પોતાના નામે બીજાને ગોવિંદને લેઇને રામરાયને બંગલે મોકલ્યો. હકીકત નીચે પ્રમાણે જણાવવાની હતી.

એક વિધવાને પેટે છોકરો જન્મેલો હતો. બાઇ બીજી વિધવાઓ રસ્તો લે છે તેવો ન લેઈ શકી. એનો જીવ ન ચાલ્યો. ઊંચા ઘરની હતી એટલે દવાખાનામાં બાળકનો જન્મ થયો. એક ગરીબ બાઇને ઉછેરવાનું કામ સોંપ્યું હતું. છોકરો એને ઘેર માની અદૃશ્ય છાયા નીચે ઊછરતો હતો. મા કોઈ કોઇ વખત એને જોવા જતી. છોકરાને ખબર નહોતી કે આ એની મા હતી. મા તરફથી એને ખર્ચ પેટે રકમ મળ્યા કરતી હતી. ઉછેરનાર બાઈને પેટે પણ બાળક ન હતું એટલે એને અને એના ધણીને બાળકની માયા લાગી હતી. વળી અતિ ગરીબાઈમાં મળતી મદદ પણ બંનેની ઘણી રાહત આપનારી થઇ પડી હતી.

પરંતુ છોકરાની મા ગઈ સાલ મરી ગઈ. જુવાની અને વૈભવ એટલે બીજી વખત એ સ્થિતિ થઈ. લાગણીપ્રધાન એ બાઇએ છેવટ જાતે આપઘાત કર્યો. ઘરનાં બધાંએ છેલ્લા વખતે એની ઉપર એવી ચોકી રાખી હતી કે બાળકને મદદ તરીકે કંઇ આપવા ઇચ્છે પણ આપી ન શકી. છતાં એ ગરીબને ઘેર છોકરો વરસથી પેટનો હોય તેમ ઉછેરતો હતો. અને હજુ ઉછરત. પરંતુ એ બાઇ પણ મહિના ઉપર સાજીસમી હતી અને ફક્ત પાંચ દહાડા

તાવ આવ્યો ને ગુજરી ગઇ. ઘરમાં વૃદ્ધ પુરુષ એકલો રહ્યો. એ આશ્રમમાં સોંપવા આવ્યો ત્યારે એની આંખમાં આંસુ માતાં ન હતાં. બાળક પણ દાદા દાદા કરતો એને ગળેથી છૂટો પડતો ન હતો.

વૃદ્ધ ઘણો ગરીબ હતો. ૨૦ વર્ષથી દમ હતો એટલે કશું કામ એનાથી થઇ શકતું ન હતું. દીકરીઓ પરણાવેલી બે સાસરે હતી પણ એની ગરીબાઇને લીધે એકેય જમાઇ એને સંઘરવા તૈયાર ન હતો. અરે ! એક ય સંબંધ પણ રાખતો ન હતો. દીકરીઓને કદાચ બાપનું લાગતું હશે. પણ એમનું શું ઉપજે? એની સ્થિતિ જોતાં એને પણ અહીં આપની પાસે લાવવાનું મને મન થયું, પણ એણે કહ્યું, એવા મોટા માણસ પાસે હું નહિ આવું. મારી જિંદગીમાં મેં કોઈની પાસે લાંબો હાથ નહિ કરેલો તે હું એવા સારા માણસ આગળ મોં ન જ બતાવી શકું.

એને પડી રહેવાનું ફક્ત ઘર છે અને તે પણ રૂપિયા સાતસો દેવું છે એટલે રહેવાનું નહિ. અત્યાર સુધી દેવાવાળા ધીરજ રાખી રહ્યા હતા તેનું કારણ મરી ગઇ એ એની બાઇ હતી. એ મજૂરી કરી, થોડું અપાય તેટલું વ્યાજ આપતી, પગે પડતી, રડતી અને ઘરમાં પડી રહેતી હતી. એટલે દેવાવાળો હવે એ ડોસા પાસેથી ઘર લેઇ લેવાનો. ખરી રીતે અનાથાશ્રમમાં જો વૃદ્ધોને રાખવાની મર્યાદા હોત તો એને સાચે જ અનાથ ગણી આશ્રમમાં રાખવા જેવો ગણાય. પરંતુ બાળકોને જ એમાં રખાય છે એટલે બીજું શું થાય?

બનાવટી કાળિદાસે આ બધી પરિસ્થિતિ એવી સિફતથી રજૂ કરી હતી કે રામરાયને પણ શંકા ન આવે. બાળક દેખાવડો હતો, વાને ઊજળો હતો એટલે નપાસ પડવાની તો શંકા હતી જ નહિ. કપિલાબહેન કાળિદાસની વાત સાંભળતાં હતાં પરંતુ એમની દૃષ્ટિ ક્યારની બાળક ઉપર જ હતી. ગોવિંદ પણ અજાણી જગ્યાએ આવવાથી સૂનમૂન થઈ ગયો હતો.

કપિલાબહેને એના સામે હાથ લંબાવતાં કહ્યું: ' અહીં આવ જોઈ, ભાઈ.'

બનારસી કાળિદાસથી પણ એ અજાણ્યો હતો. જો કે છેલ્લા ત્રણ દિવસથી એની સાથેનો પરિચય આ નાટક ભજવવા પૂરતા કેળવાયો હતો. એટલે તરત કપિલાબહેન ભણી પગ ઉપાડતા પહેલાં ગોવિંદે કાળિદાસ તરફ નજર કરી.

કાળિદાસે કહ્યું: ' જા ભાઈ, તારે તો હવે એમની પાસે રહેવાનું છે.'

' તારું નામ શું, ભાઈ?' કપિલાબહેને પૂછ્યું.

ગોવિંદ કંઈ જવાબ આપે તે પહેલાં કાળિદાસે કહ્યું: ' એનું નામ, એની બાએ તો કંઈ મોટું પાડયું હતું. શું એ તો એ વૃદ્ધ પણ બોલી શકતા ન હતા. એટલે એ પતિપત્ની એને ગોવિંદથી જ બોલાવતાં.

' તારું નામ ગોવિંદ?'

ગોવિંદે ડોકું હલાવી હા પાડી.

' બહુ મઝાનું નામ છે. ભગવાનનું પોતાનું નામ!'

કપિલાબહેન એને બંગલાના આગલા ચોગાનમાં હતાં ત્યાંથી બંગલાની અંદર લેઈ જતાં બોલ્યાં: ' તને મિઠાઈ ભાવે છે ને ભાઈ?'

કાળિદાસે કહ્યું: ' આ સાહેબ! એને બિચારાને મિઠાઈ શું એ ખબર નહિ હોય ને!'

કપિલાબહેને કહ્યું: ' તને મમરા, પતાસાં, ગોળીઓ ભાવે છે ને?'

ગોવિંદે ડોકું હલાવી હા પાડી.

પરંતુ એમાંની કોઈ ચીજ બંગલામાં હતી નહિ એટલે બીસ્કીટ અને મગજ ગોવિંદના બે હાથમાં આપી થોડીવારમાં કપિલાબહેન રામરાય અને કાળિદાસ બેઠા હતા ત્યાં આવ્યાં.

કાળિદાસનું કામ હવે પતી ગયું હતું એટલે રામરાયે કપિલાબહેનને પૂછ્યુંઃ 'તમારો શો મત છે? એ ગરીબ ડોસાએ આપણે માટે જે બાળકને દુઃખ વેઠી ઉછેર્યો તેને મદદ કરવી જોઇએ કે નહિ?'

કપિલાબહેને તરત જવાબ આપ્યો: 'એમાં મારા મતની વાત જ કયાં છે? એના સાતસોનું દેવું જતાં કંઇ મદદ થાય તેમ કરવું એ આપણી ફરજ ગણાય. બાકી બાળક ઉછેરવાની કિંમત તો કદી આંકી શકાય જ નહિ.'

રામરાય સંમતિ પૂછતા હોય તેમ બોલ્યા: 'તો હજાર રૂપિયા આપીશું?'

કપિલાબહેન: 'હા. ચેક લખી આપો. લાવું ચેકબૂક?'

કાળિદાસે કહ્યું: 'સાહેબ! એ ગરીબ કયાં ચેક વટાવવા જશે? એમ હોય તો, એ અહીં આવવા આનાકાની કરે છે પણ દબાણ કરીને લાવું.'

રામરાય: 'ના, ના, તમારા ઉપર કંઈ એવો અવિશ્વાસ નથી. તમે અજાણ્યા છો પણ એક સંસ્થાના જવાબદાર માણસ છો ને? એવો અવિશ્વાસ......' ત્યાં જ એ વાકય અટકાવી કપિલાબહેન સામે નજર કરતાં એ બોલ્યાઃ 'તિજોરીમાં એટલા રૂપિયા છે કે નહિ?'

'છે.' કહી કપિલાબહેન એ લેવા ઊઠયાં હોય તેમ અંદર ગયાં.

કાળિદાસ પોતાનો વેશ પૂરેપૂરો સફળ ભજવાઈ ચૂક્યો હતો તેથી અંતરમાં મલકાતો હતો. રામરાય ગોવિંદની લાંબી આંગળીઓ વારાફરતી ગણતા એની સાથે ગેલ કરતા હતા.

કપિલાબહેને સો સોની નવ અને દસ દસની દસ નોટ લાવી કાળિદાસના હાથમાં મૂકી. એ ગણ્યા વગર ખિસ્સામાં મૂકવા જતો હતો ત્યાં કપિલાબહેને એને ખાત્રી કરવા આગ્રહ કર્યો. ગણીને એણે ખિસ્સામાં મૂકી. જવા એ અધીરો થઈ ગયો હતો, પરંતુ એવી ખોટી ઉતાવળ ન કરતાં, પોતાની સંસ્થા, મંત્રી સાહેબની દક્ષતા, આશ્રમની પ્રવૃત્તિઓ વગેરેની થોડી વાત કરી એ ઊઠવાની તૈયારી કરતો હતો ત્યાં પોલીસ ઇન્સ્પેક્ટર બે પોલીસને લેઇને આવી પહોંચ્યા. અને મિલિટરી ઢબે સાહેબને સલામ કરી ઊભા રહ્યા.

'કેમ' એમ રામરાય સવાલ કરે તે પહેલાં કપિલાબહેને કહ્યું: 'મેં ટેલીફોન કરી બોલાવ્યા છે.' અને કાળિદાસ તરફ જોતાં એમણે કહ્યું: 'માફ કરજો ભાઈ! તમારી ઉપર હું કોઈ આરોપ મૂકતી નથી. પરંતુ મને શક ગયો છે કે અઠવાડિયા ઉપર 'કલ્યાણ'માં એક છોકરો ચોરાયાના જે સમાચાર આવ્યા હતા તે આ છોકરો કદાચ હોય એવો મને વહેમ પડયો એટલે......'

કાળિદાસનાં મોતિયાં જ મરી ગયાં!

રામરાયને એની સમજ પાડતાં કપિલાબહેને કહ્યું: 'મને એની માહિતી ન હતી. પરંતુ તે દિવસે મધુરિકાબહેન (જોડેના બંગલાવાળાં) બપોરે મળવા આવ્યાં હતાં. વાતવાતમાં એમણે તે દિવસે 'કલ્યાણ'માં માં આવેલા સમાચાર કહ્યા હતા.'

કપિલાબહેન પહેલે વખતે ગોવિંદને મિઠાઈ આપવાનું નામ દેઇને અંદર ગયાં હતાં ત્યારે એમણે પોલીસ સ્ટેશને ટેલીફોન કર્યો હતો. ચોકસાઈ તો પૂરેપૂરી રાખી હતી પરંતુ કપિલાબહેનની

તીક્ષ્ણ બુદ્ધિથી બધી બાજી ધૂળમાં મળી. અને તેમાં શંકા જન્માવનાર બે મુખ્ય વસ્તુ હતી. ગોવિંદ નામ અને ચાર વર્ષની આશરે ઉમર.

ગોવિંદને બંગલે રાખી પોલીસ ઇન્સ્પેક્ટર બનાવટી કાળિદાસને ત્યાંથી જ બારોબાર પોલીસ સ્ટેશને લેઈ ગયા.

બીજે દિવસે નડિયાદનો ફોજદાર બકોર ભગતને અમદાવાદના પોલીસ ઈન્સ્પેક્ટર સાથે રામરાયને બંગલે લેઈ ગયો. સાથે શિવશંકર પણ ગયા હતા.

એ જ ચોગાનમાં રામરાય બેઠા હતા. કપિલાબહેનના ખોળામાં ગોવિંદ બેઠો હતો. સામેથી બકોર ભગતને આવતા જોઈ એ એકદમ ખોળામાંથી કૂદતોકને દોડયો.

'દાદા! દાદા!' કરતો એ ભગતને પગે વળગી પડયો. ભગતનું હૈયું ભરાઈ આવ્યું. એને ઊંચકી લેવાની એમનામાં શક્તિ ન રહી. એ નીચે ત્યાં જ ફસડાઈ પડયા.

'બેટા! બેટા!' કરતાં એમનો સાદ ફાટી ગયો. દિવાળી ઉપર, વૃદ્ધ થયેલો વરસાદ, જેમ નહિ ધારેલું પાણી રેલાવી દે તેમ વૃદ્ધ ભગતની આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં.

'ભગત! ભગત!' હૈયાને કાબુમાં રાખી શિવશંકર ભગતના હર્ષને વાળી રહ્યા હતા. 'અત્યારે રડવાની વેળા નથી. ભગવાન ભગવાન કરો.'

ભગવાનને ગોવિંદરૂપે ભજતા હોય તેમ ભગત, કોટે વળગી દાદાને રડતા જોઈ રડવા લાગેલા ગોવિંદને, છાનો રાખતાં પોતાનાં આંસુ લૂછી બોલ્યાઃ 'બેટા ગોવિંદ!' જાણે આંખોને હજુ વહેમ પડતો હોય તેમઃ 'સાચે જ તું મારી પાસે છે?'

રામરાય અને કપિલાબહેન આર્દ્ર હૈયે એક અપૂર્વ વાત્સલ્યની પરાકાષ્ટાનું મિલન નીરખી રહ્યાં હતાં.

શિવશંકરે ગોવિંદમય બની ગયેલા બકોર ભગતને જગાડતાં કહ્યું: 'ભગત! પેલા સાહેબને આપણે પગે પડવું જોઇએ. એમણે ગોવિંદને પાછો લાવી આપ્યો.'

ભગત એકદમ પોતાનો વાત્સલ્યભાવ દાબી દેઈ, જેમણે પોતાને ફરી જીવન આપ્યા જેટલો ઉપકાર કર્યો હતો તે રામરાય પાસે આવી પહોંચતાં, ભક્ત ભગવાન પાસે લાંબો થઇને પગે લાગે તેમ લાંબા થઈ ગયા. રામરાયે એકદમ ઊભા થઈ જઈ તેમનો હાથ ઝાલી બેઠા કરી દીધા.

પોલીસ ઇન્સ્પેક્ટરે કપિલાબહેન તરફ લાંબો હાથ કરતાં કહ્યું: 'કાકા! તમારા ગોવિંદને પાછો આપવાનો જશ તો આ બા સાહેબનો......'

અને ઇન્સ્પેક્ટરના મોંમાંથી હજું બીજા શબ્દો નહોતા નીકળ્યા ત્યાં કપિલાબહેન આગળ એ લાંબા થઈ ગયા. રામરાયની જેમ કપિલાબહેને પણ એમને હાથ ઝાલી બેઠા કર્યા. સામે ખુરશી હતી તેમાં બેસવા કહ્યું અને ઉમેર્યું: 'તમે મારા પિતાતુલ્ય છો, કાકા! તમારે મને પગે પડવાનું ન હોય.'

ભગતે એનો સ્વીકાર કરતાં કહ્યું: 'હઇશ બેટા! પણ આપણા શાસ્તરમાં તો ઉંદરનેય પગે લાગવાનું (પૂજવાનું) કહ્યું છે પછી દીકરીને પગે લાગતાં શી નાનમ? તેં તો બોન, મને છોકરો પાછો આપી જીવતો કર્યો છે એટલું નહિ, પણ' શિવશંકર સામે આંગળી બતાવતાં કહ્યું: 'આ મહારાજના માથેથી તો મોટું કલંક ધોઈ નાખ્યું છે.' અને ભગતે શિવશંકરના કલંકની કથા કહી સંભળાવી.

પછી શિવશંકર પોતે સાહેબની સાથે વાતમાં ગુંથાયા એટલે ભગતની નજર ગોવિંદ તરફ ગઈ. ગોવિંદ એમના ખોળામાં જ બેઠો હતો. એમને ઘણો આગ્રહ કર્યો પણ એ પોતે ખુરસીમાં ન બેસતાં નીચે જ બેસી રહ્યા હતા.

ગોવિંદનો આખો પહેરવેશ બદલાઈ ગયો હતો. રામરાયને ઘેર બાળક હતું નહિ એટલે એના માપનાં કપડાં ક્યાંથી હોય? પરંતુ વાત જાણતાં પાડોશના બંગલાવાળાં મધુરિકાબહેન પાંચ જોડ કપડાં, બે જોડ બૂટ અને મોજાં આપી ગયાં હતાં. ગોવિંદને એ કપડાં પહેરવામાં ઘણો આનંદ પડયો હતો. દાદાને એની વધાઈ ખાતાં ગોવિંદે સરસ ધોળાં મોજાં અને કાળા બૂટ બતાવ્યા. અને તે ય અમદાવાદના સૌથી મોટા મિલમાલિક સર ત્રિભુવનદાસ ભાવનગરીના દીકરાનાં હતાં એટલે એમાં પૂછવાનું શું? રાજકુંવરનો જ વૈભવ જોઈ લેવો!

એ જ ક્ષણે ભગતનો ગોવિંદ જડયાનો આનંદ ઓસરી ગયો. થયું—આવો રાજાનો વૈભવ ખૂંચવી લેઈ હું એને પાછો મારી ઝૂંપડીમાં લેઈ જવાનો કે બીજું? એનું નસીબ એને અહીં સુધી ખેંચી લાવ્યું, પણ મારું અકર્મીનું નસીબ એને પાછું ખેંચી જવા બેઠું!

ભગતને થયું—એને અહીં રહેવા દેઉં તો?

અને ભગતે ગોવિંદના મોં સામે જોઈ પૂછયું: 'બેટા! તારે અહીં રહેવું છે કે મારી સાથે આવવું છે?'

બાળકને એ પ્રશ્નનો વિચાર જ ક્યાં કરવાનો હતો? ગોવિંદે તરત જવાબ આપ્યો: 'દાદા! હું તમારી સાથે આવવાનો?'

ભગતને તે જ ઘડીએ બીજો વિચાર આવ્યો: 'હત, અભાગી જીવ! આ બાળકને જેટલું પોતાના ઉપર વહાલ છે, તેટલું આખી જિંદગી ભગવાન ભજ્યા છતાં તને વહાલ નથી? સામાને ઘેર ગમે તેટલો વૈભવ હોય એથી કંઈ પોતાનું બાળક આપી દેવાયું? પોતાના દેહમાંથી કોઈ અંગ કાપી આપવા જેવું જ ને એ? કોઈ લાખ રૂપિયા આપે છતાં ગરીબ પણ પોતાની આંખ કાઢી આપે? આંખ જેમ રતન છે, તેમ છોકરો પણ રતન કે બીજું?'

ગોવિંદના માથે હાથ મૂકતાં ભગત બોલ્યા: 'તને મારી સાથે લેઈ જઇશ, હોં બેટા.'

એ દિવસે ત્યાં જ સાંજ પડી ગઈ હતી એટલે રામરાયના આગ્રહને લીધે ભગત અને શિવશંકર રાત રોકાઈ ગયા. કપિલા-બહેનને બાળક નહોતું એટલે જ સામાને બાળક મળતાં કેટલો આનંદ થાય એ કલ્પી શકતાં હતાં. અને એ કામ પોતાનાથી થયું તેથી એમને પોતાને પણ આનંદનો પાર ન હતો. અને એ છોકરો પોતાનું જ કોઈ પ્રિયજન હોય તેમ રાતે મોડા સુધી રામરાયે અને કપિલાબહેને ભગતની વાતમાં રસ લીધો. શિવશંકર મહારાજ પણ ગોવિંદના ઉછેરની અદ્ભુત વાત કરતા. મંગી બકરીની વાત, નારણ પોપટની વાત અને મંછા ગાયની વાત, એમ એકેય ચીજ અધૂરી રહેવા ન દીધી.

કપિલાબહેને સવારમાં વિદાય થતી વખતે ગોવિંદને મધુરિકા-બહેને આપેલાં બધાં કપડાં આપ્યાં એટલું જ નહિ, પરંતુ રામરાયને માટે ખમીસ અને સૂટ શીવડાવવા મંગાવેલાં કપડાંમાંથી ગોવિંદ માટે થોડાં આપ્યાં. શિવશંકર બ્રાહ્મણ હતા એટલે એમને તો ધોતીજોટો અને નર્મદાને માટે સાડી પણ આપી.

ભગતે કહ્યું: 'બોન! મહારાજને આપો એ તો ધટારત કહેવાય. પણ હું પાટીદાર થઈ તમારું બ્રાહ્મણનું લેઈ, એ બધું ક્યાં ભોગવીશ?'

ભગતની બ્રાહ્મણ પ્રત્યેની ભાવના અનુભવતાં કપિલાબહેનને હસવું આવ્યું છતાં એને દાબી રાખી બોલ્યાં: 'કાકા! પણ હું તમને ક્યાં આપું છું? ગોવિંદ તમારો એવો મારો ય ખરો કે નહિ?'

બ્રાહ્મણની દીકરી હતી એ ખ્યાલમાં ભગતથી બોલાઈ ગયું: 'મા! તારા પરતાપે તો દીકરો દેખવા પામ્યો. મારો એવો જ એ તારો પણ ના કેમ કહેવાય?'

ભારે હૈયે ગોવિંદ સાથે ભગતે વિદાય લીધી ત્યારે ઉપકારથી ભરાઈ આવેલા એમના હૈયામાંથી વિશેષ શબ્દ ન નીકળ્યા: 'મા! હું ગરીબ તો શું તારો બદલો વાળવાનો હતો. પણ મારો દીનોનાથ તારી વાડી લીલી કરે!'



શિવપ્રસાદ મોહનપરામાં મુખ્ય શિક્ષક તરીકે નિમાતાં, મંદિરવાળા ફળિયાને સા કરતાં મોટો ફાયદો થયો. નડિયાદના એ નાગર હતા. ગામડાની શાળામાં માસ્તર થવું અને મરવું, એ બેઉ એમને સરખું લાગતું. છતાં મરવાનું કોઈને સારું લાગતું નથી એ ન્યાયે ન છૂટકે એ માસ્તર થયા હતા. અને આ ગામથી તે ગામ એમ ફરતા ફરતા મોહનપરામાં બદલાયા હતા.

નડિયાદ મોહનપરાથી ત્રણ ગાઉ હતું એટલે એકાદ મહિનો એમણે જાઆવ કરીને કાઢી નાખ્યો. વચ્ચે કોઈ વખત રોકાઈ જાય ત્યારે મંદિરમાં કહેવડાવી દે. ગામના બીજા બ્રાહ્મણોએ વાત તો શિવપ્રસાદને કાને નાખી જોઈ કે શિવશંકર મહારાજનું અમે ખાતા નથી. પરંતુ બે ત્રણ બ્રાહ્મણોને ઘેર માસ્તરને ચાપીવાનું આમંત્રણ મળ્યું હતું. એટલે એ અનુભવે એમણે મંદિરને ગામમાં સૌ કરતાં વધુ સંસ્કારવાળુ માન્યું હતું. વળી શિવપ્રસાદને એવી છોછ ન હતી એટલે ગામના બ્રાહ્મણો પોંચા કરડતા રહ્યા ને એ મંદિરમાં જરૂર પડયે જમતા થયા.

બ્રાહ્મણ પક્ષની વિરુદ્ધ, શિવશંકરના ગુણને લીધે, ગામલોકોએ એમને મંદિરના પૂજારી તરીકે કાયમ રાખ્યા હતા. એમાં શું ન્યાય છે અને શું ધર્મ છે, એ ઊંડી ચર્ચામાં કોઈ પડયું ન હતું, પરંતુ શિવપ્રસાદ જેવા ભણેલાગણેલા અને નાગર જેવા ઊંચ બ્રાહ્મણે જ્યારે પોતાના પૂજારીનો પક્ષ લીધો ત્યારે ગામને ખાતરી થઈ ગઈ કે પોતાનો પક્ષ ન્યાયનો છે—ધર્મનો છે. સૂરજરામ તરવાડીને માસ્તર જરૂર હરાવી દેત એમ પણ ગામને ખાતરી હતી, પરંતુ એ દિવસ આવે તે પહેલાં તરવાડી ચાલ્યા ગયા હતા. એમના પછીની જે ઘર પ્રજા હતી એ સંસ્કૃતના બે અક્ષર પણ ભણી ન હતી. ગુજરાતી બે ચાર ભણેલા એએએએ સંસ્કૃતના આવડે તેવા ઉચ્ચાર કરી પૂજા કરાવતા. એટલે તેમણે માસ્તર જોડે વાદવિવાદમાં ઉતર્યા વગર ચુકાદો આપ્યો કે જે બહુ ભણ્યા છે તે જ બહુ બગડયા છે. નાગર નાત સૌ કરતાં વધારે ભણી એટલે એનામાં ધર્મ જેવું રહ્યું ન હતું!

ગમે તેમ પણ આ કારણે જ શિવપ્રસાદ માસ્તર ગામનો પ્રેમ એક માસમાં એટલો સંપાદન કરી બેઠા હતા કે એમને રહેવા જે જોઈએ, તે ખાલી કરી આપવા સૌ કોઈ કબૂલ થયા. મંદિરવાળું ફળિયું, આમ પરચુરણ વસ્તીવાળુ હતું. છતાં વસ્તી દસબાર ઘરની મર્યાદિત હતી, વળી લોક પણ પ્રમાણમાં વધુ પ્રેમાળ લાગ્યા હતા. શિવશંકર અને નર્મદા ગોરાણીનો તો એમને જાતઅનુભવ થયો હતો. બકોર ભગત પણ મંદિરમાં મળતા. શની વાળંદણ, માસ્તર જે દિવસે રહ્યા હોય તે દિવસે મંદિરમાં જઈ એમણે પલાળેલું ધોતિયું ધોવા લેઈ જતી. બે ટંક એમણે જમેલી થાળી—વાડકી માંજી આવતી. કસ્તુર શેઠ માસ્તરને જતાં આવતાં બોલાવતા. એલચી સોપારી આપતા. એ ના કહેતા રહે અને મણી શેઠાણી ચા મૂકી લાવતાં. જીભાઈ ઠાકોરે કહ્યું હતું કે તમારે જેટલાં લાકડાં જોઈએ એટલાં મારે આપ્યા કરવાં. તમારે બાળવા જોઈએ એટલાં તો

મારી કોઢના પુંજામાં વાળ્યામાં જતાં રહેતાં હશે. તમારા જેવા સારા માણસ આગળ છોડિયાં શી વિસાતમાં છે !

છેવટે શિવપ્રસાદે મનની વાત જણાવી કે આ ફળિયામાં ઘર મળે તો જ હું અહીં રહું, બાકી ઘર માંડીને ગમે તે ફળિયામાં રહેવાનું મને ન પોષાય. મંદિરવાળા ફળિયામાં કોઈ ઘર ખાલી હતું નહિ, એટલે છેવટ મંદિરના મેડા ઉપર બધાંની નજર ગઈ. મંદિર, મૂળ બે ઘર તોડીને નવીન બનાવ્યું હતું, એટલે આગળ ચોકની છૂટ ન હતી એટલું જ, બાકી રહેઠાણ તરીકે ઓરડાઓ પૂરતા હતા. નીચે પ્રથમ વરંડાવાળી એક ખંડ જેટલી જગા ખુલ્લી હતી. બીજો ખંડ, ઓસરીનો સળંગ ખુલ્લો હતો. જે વ્યાખ્યાનખંડ તરીકે અને ભજનખંડ તરીકે વપરાતો. પછીના ભાગમાં ત્રણ ભાગ કરી નાખ્યા હતા. એકમાં રસોડું હતું. બીજામાં મંદિર હતું. ત્રીજો કોઠાર તરીકે વાપરી શકાય. એટલે આ નીચેનો ભાગ શિવશંકરને પૂરતો હતો. મેડાનો ભાગ, જે આગળ નીચેની જેમ સળંગ ખુલ્લો હતાં અને પાછળ બે ભાગ કર્યા હતા, તેમાંથી એક ખંડમાં માસ્તર રહે તો વાંધો આવે તેવો ન હતો. બીજો ખંડ મંદિર માટે રહે. બેસવાઊઠવા આગળનો સળંગ ખંડ જોઈએ તે કરતાં મોટો હતો. નર્મદા ગોરાણીએ અને શિવશંકરે, બંનેએ તે આપવા સંમતિ બતાવી.

શિવપ્રસાદ મંદિરમાં રહેવા આવ્યા એથી એ ફળિયાને સુખ થયું. એમનાં પત્ની, કૈલાસબહેન એટલાં વિવેકી, સમજુ અને વાતડાહ્યાં હતાં કે બૈરાંને તેમની પાસે બેસી રહેવાનું મન થતું. જો કે બૈરાંને કૈલાસ ઉચ્ચાર કરતાં ફાવતો નહિ એટલે 'કિલાસબોન' કહીને બૈરાં વાત કરતાં. ચાર વર્ષની એમની દીકરી સુશીલાને પણ 'કિલાસ' સાંભળીને હસવું આવતું. એ ભૂલ પણ કાઢતી કે 'કિલાસ' નહિ કૈલાસ !

'સુશેલા! દીકરી! અમને ગામડાંવાળાંને તો એવું બોલતાં ના આવડે. જે કહ્યું એ બેટા, છે તો બધું એકનું એક જ ને!' ગૈરાંના એ જવાબમાંથી સુશીલા બીજું તો કંઈ ન સમજતી પણ પોતાને 'સુશેલા' કહે છે એ સાંભળી એ હસી પડતી.

કૈલાસના ખોળામાં મોં સંતાડી એ કહેતીઃ 'બા! મને સુશીલા કરતાં સુશેલા સારું ગમે છે!'

પણ ફળિયાને મોટો ફાયદો એ થયો હતો કે શિવપ્રસાદની બીકે છોકરાં નિશાળેથી આવીને રખડતાં નહિ. લેસન કરવા બેસી જતાં. અને રમવું હોય તો ફળિયા બહાર જતાં રહેતાં.

આમ માસ્તરથી મોટા મોટા છોકરા ય બીતા ત્યારે ફક્ત સાત વર્ષનો પહેલીમાં ભણતો ગોવિંદ બિલકુલ બીતો નહિ. ગોવિંદ ય સ્વચ્છતામાં તો ફળિયાનાં છોકરાં જેવો જ રહેતો. એ સ્વચ્છતા માસ્તરના ઘરની કક્ષાએ એટલી અસ્વચ્છતા હતી કે એવાં છોકરાં ભેગી સુશીલા રમે તે કૈલાસબહેનને સુદ્ધાં અંદરથી તો ગમતું નહિ. પરંતુ છોકરાં કંઈ રમ્યા વગર ઓછાં રહે છે? છતાં એ ટોળામાંથી ય સુશીલાને સોબત કરવા જેવું ય જો કોઈ છોકરું હોય તો ગોવિંદ એમ કૈલાસબહેનને એનો ગોરો વાન, હસમુખો ચહેરો અને અંજાયા વગર અપચપ જવાબ આપવાની છટા, એ બાબ ત્રણ કારણોથી લાગ્યું હતું.

ગોવિંદ મંદિરમાં આવ્યો હોય ત્યારે કૈલાસબહેન એને વહાલ કરી મેડે બોલાવતાં. સકરપારા, પાપડી, મમરા કે ચણા, જે હોય તે એને ખાવા આપતાં. સુશીલા એને પોતાનાં રમકડાં બતાવતી. ચાવી આપીને ફરફર દોડતી મોટર બતાવતી. પોતે ચાવી આપીને એને

એ પ્રમાણે ચાવી દેવા આગ્રહ કરતી. પરંતુ મોટર કોઈ કરડે એવી વસ્તુ હોય તેમ ગોવિંદ, દૂર ભાગતો. ના પાડતો.

સુશીલા પૂછતી: 'તને મોટર નથી ગમતી?'

'ગમે તો છે...'

'તો ફેરવ ને.'

'કંઈ તૂટી જાય.'

એ અસ્વચ્છ કપડાંવાળા ગોવિંદ સામે તાકી રહેલાં કૈલાસ-બહેન પાસે આવી, એને બરડે હાથ ફેરવતાં કહેતાં: 'ગોવિંદ! એમ એ તૂટી જાય. ને તૂટી ન જાય તો પણ, રમકડાં તમારા જેવાં બાળ-કોને રમવાનાં જ છે ને?'

છતાં કૈલાસબહેનના કથનને નકારતાં ગોવિંદે કહ્યું: 'દાદાએ કહ્યું છે કે કોઈની ચીજને અડવું નહિ. આપણું કરમ કઠણ એટલે ના ભાંગતી હોય એ ચીજે ય ભાંગી જાય.'

'કરમ કઠણ' પ્રયોગમાં ગોવિંદ શું સમજ્યો હતો એ એને ય ખબર ન હતી. પરંતુ ગઈ સાલ એકડિયામાં હતો ત્યારે ૧ થી ૧૦૦ સુધીના આંક લખી એ નાના માસ્તરને બતાવવા ટેબલ પાસે ગયો હતો. સ્લેટને આંખ સુધી લેઈ જઈને એમાં ક્યાંક તો એ ભૂલ કરી નથી બેઠો એમ માસ્તર ઝીણવટભરી દૃષ્ટિએ જોતા હતા ત્યારે ચાવી આપી ખિસ્સાની ઘડિયાળ ટેબલ ઉપર એમણે મૂકી હતી તે, ટકટક કરતી હતી તે તરફ ગોવિંદની નજર પડી. એને આ 'ટકટક' અંદર કોણ કરતું હશે એનો વિચાર આવ્યો. કુરકુરિયાને પંપાળવાનું એને મન થતું તેમ ઘડિયાળને પંપાળવાનું એને મન થયું. પંપાળતાં સંતોષ ન થતાં ઊંચકવાનું મન થયું. એટલાથી સંતોષ ન થયો તે ચાટવાનો વિચાર હોય તેમ મોં સુધી લેઈ જઈને ધારી ધારીને જોઈ

રહ્યો. સુંવાળું સુંવાળું એ કેસ, એમાં તકતકતા આંકડા, અને ટક ટક મધુર થયા કરતો અવાજ. ઘડીભર એ વર્ગ, માસ્તર અને નિશાળ ભૂલી ગયો. અને સુંવાળી ઘડિયાળ એના હાથને છેતરી જઇ, સરક દેઇને નીચે સરકી ગઈ !

ઘડિયાળનો કાચ ભાગી ગયો. અને એનો ટકટકારો પણ એકદમ બંધ થઇ ગયો. એ સ્થિતિમાં ગોવિંદને કેટલો માર પડે તે એ જમાનાની નિશાળે ભણેલો જ જાણી શકે. એને સમી કરાવ્યાના ખર્ચના ગાડાના પૈડા જેવા પાંચ રૂપિયા દાદાને આપવા પડયા.

દાદા માનસશાસ્ત્રમાં કંઇ સમજતા ન હતા, પરંતુ દીકરા પ્રત્યેના પ્રેમને લીધે એને કંઇ માર માર્યા વગર કે ઠપકો આપ્યા વગર ઢીલા થઈ જતાં એટલું જ બોલ્યા હતા કે, ' જો બેટા ! કોઇની ચીજને અડવું નહિ. આપણું કરમ કઠણ એટલે ના ભાંગતી હોય એ ચીજે ય ભાંગી જાય.'

પારકી વસ્તુને ન અડકવાની વાત આવતાં ગોવિંદે દાદાનું એ વાકય સાંભરી આવતું. સ્મરણશકિત એની એટલી તેજ હતી કે એ જ વાકય એ જ ભાષામાં કૈલાસબહેન આગળ એ બોલી ગયો.

સુશીલા પૈસાની વાતમાં કંઇ ન સમજી, પણ મારે અંગે પોતાની વાત જણાવતાં બોલી: ' બાપુજી, કશું ભાંગે તો ય મારતા નથી.' અને કૈલાસબહેન તરફ જોતાં એણે ઉમેર્યું : ' કેમ બા ? તે દિવસે મારાથી કાચનો પ્યાલો ભાંગી ગયો ત્યારે બાપુજી કેવું હસ્યા હતા ? મને થાબડતાં કહે કે, શાબાશ ! આમ પ્યાલા રોજ ભાંગે તો મને બહુ ગમે ! '

કૈલાસબહેન ગોવિંદની સમજશક્તિ ઉપર વારી ગયાં હતાં.

એમને થયું—કોલસામાંથી રતન પાકે છે તેવું આ છોકરો કરે તો નવાઇ નહિ.

કૈલાસબહેને સુશીલાના પ્રશ્નનો જવાબ ન આપતાં કહ્યું: 'તારા દાદાએ કહ્યું છે, તેમ તારે કરવું જોઇએ. મોટાંનું માને એમને જ ડાહ્યાં છોકરાં કહેવાય. કોઇની ચીજને ના અડતો, પણ આ ઘરમાં કોઇ ચીજ પારકી નથી. હું પણ તારા દાદા જેવી મોટી કહેવાઉં, એટલે મારું કહ્યુંય તારે માનવું જોઇએ. આ તારું જ ઘર માનજે. સુશીલાને તારી બહેન માનજે.'

ગોવિંદને ખોળામાં લેઇ કૈલાસબહેન એવું કેટલું બોલ્યે ગયાં તેની એમને જ ખબર ન હતી!



૧૨

ગોવિંદ અને સુશીલા મંદિરમાંથી નીકળ્યાં ત્યારે એમને ખબર ન હતી કે કોઇ બે આંખો એમના ઉપર મંડાઇ હતી. ગોવિંદ હજુ આગળ પગ ઉપાડે તે પહેલાં સુશીલાએ એના ખમીસની બાંય ખેંચી એને આગળ દોર્યો.

ગોવિંદે ધીમે રહી પોતાના બારણાનો ઉલાળો ખેંચ્યો. એક બારણું અર્ધું ઉઘાડ્યું. સુશીલાના મનમાં પણ કંઇ પાપ હોય તેમ બિલ્લી પગે, ધીમે રહી એ પ્રથમ અંદર પેસી ગઇ. એની પાછળ ગોવિંદે અંદર જઇને તરત બારણું ભીડી દીધું. એમના મનમાં હતું કે આપણી આ ચોરી કોઇ જોતું નથી પણ શની વાળંદણ એ બેઉ મંદિરમાંથી નીકળ્યાં ત્યારે એમના પગ વરતી ગઇ હોય તેમ એમની રજેરજ હિલચાલ ઉપર નજર રાખી રહી હતી.

મણી શેઠાણી એઠું પાણી બહાર રસ્તા ઉપર ઢોળવા તે ઘડીએ જ બહાર નીકળ્યાં એટલે શનીએ ધીમેથી હાથવતી ઇશારત કરી એમને પોતાને ઘેર બોલાવ્યાં. એમના ઓટલા ઉપર બે ઘરાક બેઠેલાં ન હોત તો, શની દોડીને ત્યાં તરત જઇ પહોંચી હોત. પ્રસંગની મહત્તા શનીના મોં ઉપરના ભાવથી પૂરી સમજી જતાં,

એઠું વાસણુ ત્યાં જ ઓટલા ઉપર મૂકી, મણી શેડાણી ઓટલાનાં પગથિયાં ઝડપથી ઉતરી ગયાં.

દારૂડિયાને જેમ દારૂ પીવાની એકલી મઝા નથી આવતી, એ સોબતી શોધે છે, તેમ નિંદારસ પીવાની મઝા પણ માણસને જેમ સાથે વધુ માણસ હોય, તેમ ઓર લહેજત આવે છે. નાથી સુથારણુ કપડાં ધોઇને આવતી દેખાઇ કે તરત એ રસ પીવા માટે એને પણ શની એ ઇશારત વતી આમંત્રણુ આપ્યું. મણી શેડાણી ત્યાં ઊભેલાં દેખાયાં એટલે નાથીની અધીરાઇ એટલી બધી વધી પડી કે કપડાં ભરેલી માથે પવાલી સોતી એ સીધી ત્યાં ગઇ.

નાથી પ્રસંગની મહત્તા પામી ગઇ હોય તેમ એણે ધીમેથી પૂછ્યું: 'શું છે?'

મણી શેઠાણીએ હસીને કહ્યું: 'એક વખત માથેથી પવાલી નીચે તો મૂક. શનીને આખા ગામમાં ફરવાનું એટલે કંઇ જાણી લાવી હશે.'

શનીએ બોલ્યા વગર પ્રથમ ઓંકાર ભગતના ઘર તરફ આંગળી કરી. નાથી અને મણીએ ઉત્સુકતાપૂર્વક એ તરફ નજર માંડી.

શનીએ સહેજ રહીને કહ્યું: 'હળાહળ કળજુગ આવ્યો, બોન. હળાહળ કળજુગ.'

કળજુગ અને તે ઓંકાર ભગતના ઘરમાં. એ ચિત્ર ખડું થતાં મણી અને નાથીનાં મન ભૂતકાળ ભણી દોડી ગયાં. ગોવિંદની મા, દિવાળી, ધોળે દહાડે પરપુરુષ સાથે એ ઘરમાં પકડાઇ ગઇ હતી. આખા ગામમાં એથી હોહા થઇ હતી. એનો ધણી, મોહન તે પછી છ માહને મરી ગયો. ત્રણ મહિના માંદો રહીને મરી ગયો હતો એટલે લોકોનું એવું માનતું હતું કે એ બાઇની બદ્દચાલથી એને

આઘાત લાગ્યો, એમાં જ એ મરી ગયો. એ પછી ત્રણ મહિને, દિવાળી, સુવાવડમાં ગોવિંદને ૧૫ વાસાનો મૂકી મરી ગઇ ત્યારે લોકોએ ન્યાય તોળ્યો કે, જે રાંડે ધણીનો જીવ લીધો તેને ભગવાન જોયા વગર રહે ? ભગવાન નિમિત્ત માથે લેતો નથી એટલે જ, સુવાવડનું નિમિત્ત. બાકી ભગવાને એના પાપની શિક્ષા કરી હતી.

એ ઘરમાં ફરી, આજે ધોળે દહાડે કળિયુગ પેઠો એ જાણતાં મણી તેમ જ નાથી, બેઉમાંથી કોઇને કંઈ સમજાયું નહિ. ઘરમાં બે જ જણ હતાં સાત-આઠ વર્ષનો ગોવિંદ અને સાઠે પહોંચવા આવેલા બકોર ભગત. એકેમાં કળિયુગ પેસે એવો ક્યાં હતો ?

નાથીએ આ બધો વિચાર કરતાં પૂછ્યું: 'એ ઘરમાં વળી ક્યાં કળજુગ પેસે એવો છે ?'

શનીએ એ બેઉના મનની મૂંઝવણ સમજી જતાં કહ્યું: 'ગોવલો (ગોવિંદ) સાત સોનાનો હોય, પણ એની માનાં લક્ષણ એનામાં આવ્યા વગર રહે ?'

'હેં !' ડઘાઇ ગયાં હોય તેમ મણી શેઠાણીના મોંમાંથી આહ નીકળી ગઇ.

'શું કહે છે, શની !' એવો મોં ઉપર ભાવ વ્યક્ત કરતી નાથી કંઈ બોલ્યા વગર શની સામે તાકી રહી.

શનીએ કહેવા માંડયું: 'હું ક્યારનો એ તમાસો જોઈ રહી છું. મનમાં પાપ હોય તેનાં પગલાં હું તરત પારખું છું. મંદિરનું બારણું ઉઘાડી એ અને માસ્તરની સુશીલા......'

'સુશીલા !'

'એટલી નખ જેવડી.'

'સારા ને નરસા ઘરનું પછી શું રહ્યું ?'

'કળજુગ પારણામાં છે ને હજુ આટલે વાત આવી છે. તો...' વચ્ચે મણીએ અને નાથીએ મનનો ભાર હલકો કરી લીધો.

શનીએ બકોર ભગતના ઘર તરફ ફરી આંગળી માંડતાં કહ્યું: 'શું બોન, છોકરાંના ય જીવ બગડી ગયા છે. એટલી રજ જેવડી છોડી એની બાંય ઝાલી એને ખેંચવા લાગી. પણ ગોવલો પાક્કો સેતાન છે. ઘુવડની જેમ ચારે બાજુ નજર ફેરવી જોઇ. પણ એવડું છોકરું શનીની આંખમાં ધૂળ નાખી જાય ત્યારે તો થઇ રહ્યું. હું સહેજ ભીંતને પડખે થઇ ગઈ. બેઉ જણ ધીમેથી બારણું ઉઘાડી ઘરમાં ભરાઈ ગયાં.'

'ક્યારની વાત ?' નાથીએ પૂછ્યું.

'હમણાં, અબઘડીની તો વાત કરું છું.'

'એટલે બેઉ હજુ અંદર છે ?' મણીએ સવાલ કર્યો.

'અરે ! હજુ હમણાં જ પેઠાં. પેઠાં એવાં તમને બેઉને બોલાવ્યાં.'

નાથી આગળ સાંભળ્યા વગર ઊભી થઇ અને ત્યાં ગઈ.

નાથીના રિપોર્ટ પછી ઊઠવું એવી ધીરજ રાખી બેઉ જણ બેસી રહ્યાં હતાં. મણીએ કહ્યું: 'બોન ! એમાં તો છોડીનાં માબાપે કાળજી રાખવી જોઇએ. કિલાસબોન શે'રનાં રહ્યાં એટલે અહીં શે'રની જેમ રહેવા જાય. પણ દેશ એવો વેશ કરવો જોઇએ. પાટીદારનો છોકરો છે પણ એમના ચોકા સુધી અડી જાય છે. એનો એમાં શું દોષ ? કિલાસબોન જ એને ચડાવે છે—એ તો મારી સુશીલાનો મોટો ભાઈ છે ! મારી બોન ! પારકું છોકરું જરી દેખાવડું હોય, ચબરાક હોય, અને વહાલ કરવાનું મન થાય એવું હોય, પણ તેથી......પછી ભગવાને ઊંચનીચનો ભેદ કર્યો તેનો શો

અરથ ? નાતજાત કર્યાનો શો અરથ ? એ છોકરો એ છોડીના ગળામાં હાથ નાખીને રમે છે, પણ કિલાસમોન દેખે તો ય બોલે નહિ. જો મારી છોડી હોય તો........'

મણી શેઠાણીને હજુ કેટલો ય બળાપો ઠાલવવાનો બાકી હતો, પરંતુ બારણાની જોડેના ઉઘાડા જાળિયામાંથી અંદરનું દૃશ્ય જોતાં, એ દેખાડવા જેવું લાગતાં, નાથીએ શનીની નજર એ તરફ હતી એટલે ઇશારતથી આવી પહોંચવા કહ્યું.

બંને જણે, જાણે એ કીમતી તક લૂંટાઇ જવાની હોય તેમ દોટ મૂકી.

અંદરનાં બંને બાળકો પોતાના વિષયમાં એટલાં એકરસ થયાં હતાં કે જાળિયે છ આંખો તો શું પણ છત્રીસ મંડાય તો પણ એમનું ધ્યાન એ તરફ જાય એવું ન હતું.

બપોરે ગોવિંદે હઠ કરી હતી એટલે ભગતે શીરો કર્યો હતો. એ શીરો ખાતાં વધ્યો હતો. એ મિજબાની માણવા ગોવિંદ સુશીલાને તેડી લાવ્યો હતો.

સુશીલા બ્રાહ્મણ રહી, એ પોતાનું ન ખાઈ શકે, એટલા સાદા સત્યનું જ્ઞાન ગોવિંદને થઈ ગયું હતું. સુશીલા પોતાને ઘેર આવે ત્યારે ગોવિંદ કંઇ વટલાવાય એવી ચીજ ન આપી દે તેની બકોર ભગત પૂરતી કાળજી રાખતા. ન સમજણમાં છોકરો આપી દે, ન સમજણમાં છોડી ખાઇ બેસે, અને પાપ તો સમજણા બકોર ભગતને જ લાગે ને ? પરંતુ સુશીલાનાં બા આવી કોઇ બીક રાખતાં નહિ. ગોવિંદને કંઇ ખાવાનું આપે તો રસોડાના ચોકા બહાર એને બેસાડતાં એ ખરું. પણ એ લોકલાજ પૂરતું જ. એમના મનમાં વટાળની એવી બીક હોય તેમ ગોવિંદને નહોતું લાગ્યું.

સુશીલાએ એક વખત હઠ કરી કે, બસ હું તો ગોવિંદ જોડે બેસીને ખાવાની.

કૈલાસબહેને કહ્યું: 'સાથે બેસીને ન જમાય.'

'કેમ ન જમાય ?'

'મને એમાં કંઈ વાંધો નથી. પણ ગામડા ગામમાં...'

ત્યાં તો સુશીલા પોતાની થાળી ચોકા બહાર લેઇ ગોવિંદ પાસે આવીને બેઠી.

ગોવિંદ દૂર ખસવા જતો હતો, પરંતુ એને ત્યાંથી ન ખસવાનું કહેતાં કૈલાસબહેને કહ્યું: 'નિરાંતે સાથે બેસીને જમો. હું સમજું છું કે બાળકોને સાથે બેસીને જમવાની બહુ મઝા આવે.' અને તેટલા સમય પૂરતું કોઇ આવી ન ચડે માટે કૈલાસબહેન ઉમરા ઉપર બેસી દાદર ભણી નજર રાખી રહ્યાં.

બેઉ જણ જમી રહ્યાં એટલે એમણે શિખામણ આપી: 'જો જો, સાથે બેસીને જમ્યાં હતાં એમ કોઇને કહેશો નહિ.'

'કહું તો ?' સુશીલાએ પૂછ્યું.

'તો ફરી સાથે બેસીને નહિ જમવા દેઉં.'

ગોવિંદના તરફથી પણ પોતે ખાત્રી આપતાં સુશીલાએ કહ્યું: 'કોઇને નહિ કહીએ.'

એટલે આમ કોઇને ન કહેવા જેવો પ્રસંગ, બંને બારણું વાસીને પતાવતાં હતાં.

સુશીલા ધરાઇ ગઇ હતી છતાં ગોવિંદ આગ્રહ કરતો હતો. એ ના પાડતી હતી એટલે ગોવિંદ જાતે એના મોંમાં કોળિયો મૂકવા જતો હતો. એની ગણતરી હતી કે સુશીલા મોં નહિ ઉઘાડે,

પણ કોળિયો જેવો એના મોં નજીક આવ્યો કે એણે પૂરેપૂરું મોં ફાડયું.

એના મોં સુધી આણેલો કોળિયો ગોવિંદે પાછો લેઈ લેતાં કહ્યું: 'હં! તારે ખાવું છે પણ મને પટાવે છે!'

સુશીલાને ઓચિંતી રમત સૂઝતાં એણે કહ્યું: 'ગોવિંદ! આપણે એક નવી રમત રમાશું?'

'શી?'

'હું તને ખવડાવું, તું મને ખવડાવ.'

'ખરી મઝા!' રાજી થતાં ગોવિંદ બોલી ઊઠયો.

પણ કોળિયાની એવી મઝા માણે તે પહેલાં એમની રમત ખલાસ થઇ ગઇ.

બંનેએ એકબીજાના મોં નજીક કોળિયો આણ્યો ત્યાં જાળિયેથી ખડખડ હસવાનો અવાજ આવ્યો.

બંને બાળકોના હાથમાંનો કોળિયો ભોંય ઉપર ફસકી ગયો!

મણી શેઠાણીએ હુકમ કર્યો: 'બારણું ઉઘાડો.' અને બીજો હુકમ છૂટયો: 'શની! કિલાસબોનને મેડેથી બૂમ પાડ જોઈ.'

બારણાંને અંદરથી કોઇએ સાંકળ વાસી ન હતી એટલે નાથીએ ઉલાળો ખેંચ્યો એટલે તે ઉઘડી ગયું.

કૈલાસબહેન આવ્યાં. ગભરાઇ ગયેલી સુશીલા 'બા! બા!' કરતી એમને પગે બાઝી પડી. વાડકીમાં થોડો શીરો હતો. એ વેરાયેલા કોળિયા જમીન ઉપર પડયા હતા. ગોવિંદ કોઇ નિંદ્ય કૃત્ય કર્યું હોય તેમ નરમ થઇ ગયો હતો.

મણી શેઠાણીએ કૈલાસબહેન તરફ તાકતાં કહ્યું: ' બેઉ જણુ બારણું વાસીને.........'

કૈલાસબહેનને બનાવનો તો ખ્યાલ તરત આવી ગયો હતો. એમના મનમાં એમ હતું કે ત્યાં થઇને જતાં કોઇએ જોયું હશે. પરંતુ બાળકો એમની મેળે બારણું વાસીને ખાતાં હતાં છતાં આ છિદ્ર શોધતાં માણુસોએ છૂપી પોલીસનું કામ કરી એમને પકડી પાડયાં એ આખો ખ્યાલ મણી શેઠાણીના 'બેઉ જણુ બારણું વાસીને' શબ્દથી આવી ગયો. એ પોતે દિલથી એમાં કંઇ ખોટું માનતાં ન હતાં. લોકલાજથી બીતાં એટલું જ. પરંતુ લોકલાજ જો આટલા સુધી છૂપી પોલીસનું કામ કરતી હોય તો એનાથી ડરીને ચાલવાનો કંઇ અર્થ નથી. વળી આ લોકોની હલકટવૃત્તિથી ખીજ પણુ ચડી. પગે બાઝી પડેલી સુશીલા પવનથી પાંદડું હાલે તેમ ધ્રૂજતી હતી. ગોવિંદની આંખોમાંથી આંસુ ટપકતાં હતાં.

આથી કૈલાસબહેનનો રોષ ભભૂકી ઊઠયો. ત્રણેના સામી કરડી નજર કરી એમણે કહ્યું: ' એ સાથે બેસી જમતાં હતાં તેમાં તમારું શું ગયું ?' જેમણે સારું કામ કર્યા બદલ શિરપાવની આશા રાખી તેમને ડામ મળ્યો !

' રડ નહિ, ગોવિંદ. એમાં તમે કંઇ ખોટું કર્યું નથી. ગામડાના લોક—ને તેમાં ય બૈરાંની જાત—છિદ્ર ન હોય ત્યાં નવું પાડે. '

ત્રણે જણે ' ઓય મારી બઇ !' નો મોં ઉપર ભાવ લાવી મોઢાં મરડયાં.

કૈલાસબહેનનો માતૃપ્રેમ ઊછળી આવ્યો હતો. જરૂર નહોતી છતાં એ બોલ્યાં: ' શું કળિયુગ આવ્યો છે ! નાનાં બાળકોના નિર્દોષ ભાવમાં ય વટાળ આવી ગયો છે ! અંદર ગળા સુધી લોકોના પેટમાં મેલ ભરાયો છે તે કોઇને કાઢવો નથી ને બધો ધર્મ ખાવા-પીવામાં આવી ગયો છે. '

ત્રણે બૈરાં, બોલ્યાચાલ્યા વિના જતાં હતાં એ માસ્તરને લીધે. એક તો શિવપ્રસાદની સારી છાપ હતી. કૈલાસબહેનની છાપે ય આજ સુધી તો સારી હતી. તેમાં ત્રણેનાં છોકરાં નિશાળમાં ભણતાં એ પણ સામો જવાબ ન આપવાનું કારણ હતું. પરંતુ 'અંદર ગળા સુધી લોકોના પેટમાં મેલ ભરાયો છે' એ શબ્દોનો મણી શેઠાણીએ પોતાના વિરુદ્ધનો અર્થ કર્યો. એમની વિધવા દેરાણીને ગર્ભ રહ્યો હતો અને ત્રણ મહિને તેનો નિકાલ કર્યો હતો, એ વાતનો જ એ શબ્દનો અર્થ હતો એમ તેમને તરત ઠસી ગયું. બાકી ગળા સુધી મેલ ભરાયો છે તેનો શો અર્થ? અને લોક એટલે કોણ? અમે સારું કહેવા ગયાં તે કે બીજાં? એટલે જો મોંઢે એનો કંઇ જવાબ નહિ આપે તો પોતે દબાઈ ગયાં એમ થશે.

આથી કૈલાસબહેન ફરી બોલવાની ખો ભૂલી જાય તેવું સંભળાવવા મણી શેઠાણી ઊભાં રહીને બોલ્યાં: 'મેં વળી માસ્તરના શરમે, કોણ બોલે જાણી, ચાલતી પકડી ત્યારે ઉપરથી મને દબાવવા જાય છે.'

શનીએ અને નાથીએ ધીમે ધીમે ઘર ભણી સરકવા માંડ્યું હતું.

ત્યાં તો રસ્તે જતાં બીજાં ત્રણ બૈરાં અને બે પુરુષ ભેગાં થઈ ગયાં. શેઠ દુકાનમાંથી આવ્યા. શેઠાણીએ બધો ઇતિહાસ કહી છેલ્લો ઘા માર્યો: 'હું તો ભઇ, કોકને કહું તે સારા માટે. બાકી બ્રાહ્મણની છોડી પાટીદારના છોકરાને જાય તો ય મારા બાપનું શું કદ ખસી જવાનું હતું?'

કૈલાસબહેન પાસે આગળ બોલવાની શક્તિ જ ન હતી. તે તો ફાટી આંખે તાકી જ રહ્યાં. અને છેલ્લું વાક્ય સાંભળતાં એમની આંખમાંથી પાણી વહેવા માંડ્યું: 'હું વળી ક્યાં ન જરૂરના બે શબ્દ બોલી!'



તે રવિવારનો દિવસ હતો. પરંતુ દફતરી કામ કરવા શિવપ્રસાદ બપોર પછી શાળામાં ગયા હતા. સાંજે નિશાળેથી ઘેર આવતા હતા ત્યારે મણી શેઠાણીએ એમને બોલાવ્યા: 'માસ્તર, જરા અહીં આવજો જોઇ.'

શિવપ્રસાદે રસ્તામાં થંભી જતાં પૂછ્યું: 'કેમ ?'

કસ્તુર શેઠે ડાબડું મોં રાખી કહ્યું: 'કેમ વળી શું ? લ્યો સોપારી.........'

વચ્ચે જ મણી શેઠાણીએ તડ ને ફડ કરી નાખ્યું: 'મારે તમને બે વાનાં કહેવાં છે.'

સામાન્ય રીતે માસ્તરને બે વાનાં—ઠપકો—કહેવાનાં હોય ત્યારે બાળકોની નિશાળની તકરાર અંગે જ મોટે ભાગે હોય. એટલે એ ભાવનો પડઘો પાડતાં શિવપ્રસાદે ઓટલાનાં પગથિયાં ચડતાં કહ્યું: 'અમારો તો ધંધો જ થઈ પડયો છે, આખા ગામનાં બે વાનાં સાંભળવાનો......'

બારદાનનો કોથળો બેસવા માટે પાથરી આપતાં શેઠે કહ્યું: 'બેસો.'

શિવપ્રસાદ બેઠા. આજે એમને શેઠશેઠાણીના મોના ભાવ કંઈ જુદા જ ભાસતા હતા. શેઠે સોપારી કાતરી હથેળીમાં ધરી છતાં

શિવપ્રસાદે ન લીધી. કહ્યું: 'એક વખત બે વાનાં સાંભળી લીધા પછી નિરાંતે ખાઇશ.'

શેઠાણી ઉમરાની પડખે, બંને આદમીઓથી બે હાથ દૂર બેઠાં હતાં. એમણે જે પ્રસંગ બન્યો હતો તે પોતાના પક્ષમાં ખેંચાય તેટલો ખેંચીને વર્ણવી બતાવ્યો. તેમાં કૈલાસબહેનના ભોળપણના ગુણ પણ ગાયા. મૂરખાઈ પણ બતાવી. અને તમે તમારે ઘેર ગમે તેમ વર્તો ત્યાં સુધી પોતાને કંઈ સંબંધ પણ નથી. છતાં એક સારા માણસ તરીકે, પાડોસી રહ્યા એ તરીકે અને ઉજળિયાત જ્ઞાતિ તરીકે બે વાનાં જો કહ્યાં હોય તો ભલા ખાતર જ, એમ એ પ્રસંગમાં ભાગ ભજવ્યાની તટસ્થતા પણ બતાવી. કૈલાસબહેન જે નહિ જાણતાં હોય તે ગોવિંદની માની બદચાલની પણ વાત કરી. અને માનસ-શાસ્ત્રની ઊંડાઈ સુધી ડૂબકી મારી અંદરથી મોતી કાઢી શિવપ્રસાદને બતાવવા લાગ્યાં.

'તમે તો માસ્તર છો. ભણેલા ગણેલા છો. અમારા કરતાં તમે ઘણું સમજો છો. નાનપણની આવી કુટેવો જ મોટપણે માણસને બગાડે છે.'

કૈલાસબહેને નિર્દોષભાવની વાત કરી હતી, તે માસ્તર કરે તે પહેલાં મણી શેઠાણીએ આ પ્રશ્નને આવરી લેતાં ઉમેર્યું: 'ખોટું કરી રહ્યાં છે એમ બેઉ છોકરાંને જ્ઞાન હતું જ. નહિ તો છાનાંમાનાં બારણું વાસીને શું કરવા બેસે!'

અમુક પ્રસંગો ગામડામાં એવા બનતા હોય છે કે સમજું માણસ એ વિષે અસરકારક દલીલ કરે તો પણ પથ્થર ઉપર પાણીની જ ગરજ સારે છે. પૂર્વગ્રહથી માણસો એટલા પથ્થર જેવા બની ગયા હોય છે કે એથી ઊલટ પૂર્વગ્રહ ઘટવાને બદલે વધતો હોય છે.

એવો આ પ્રસંગ હતો માની શિવપ્રસાદે મણી શેઠાણીના એ પ્રશ્ન સામે કંઈ સવાલ ન ઉઠાવ્યો.

મણી શેઠાણીઃ 'તમારા આગળ પેટ છૂટી વાત કરું છું, માસ્તર. એ છોકરાંએ બારણું વાસ્યું હતું એટલે અમે તો જુદું જ ધાર્યું હતું. એવું કંઈ નહોતું એ તો રાજી થવા જેવું કહેવાય. પણ જે હતું, તેને જો ઊંડારથી જુઓ તો......માબાપ ચેતતાં ન રહે તો શું પરિણામ આવે !'

શેઠાણી માસ્તરના સામે તાકી રહ્યાં હતાં. એમને લાગ્યું કે એ પોતાની ગણતરી માસ્તરના ગળે ઊતરી લાગી નથી. એમને ગળે ઉતારવાનો વધુ પ્રયત્ન કરતાં એ બોલ્યાં: 'શે'રની અને ગામડાની વાત જુદી હોય છે. અમે અહીં તો બધું જોતાં આવ્યાં છીએ એટલે કહીએ છીએ. તમે જ જુઓ છો કે માબાપ ખેતરોમાં ક્યાંય મજૂરી કૂટતાં હોય છે, છોકરાં વનેરુંની જેમ ક્યાંય રખડતાં હોય છે. એટલે એવા પહેલેથી દાબ ન હોય તો સારું પરિણામ ન આવે.'

અને કોઈ કુશળ નટની જેમ ઓચિંતો સ્વર પલટો કરી નાખી, ગળગળે અવાજે મણી શેઠાણી બોલ્યાં: 'મને વાલા મૂઈને ખબર નહિ કે, સારું કરવા જતાં કિલાસમોનને કૂડું પડી જશે, નહિ તો હું એમને નીચે બોલાવત નહિ. અને હજુ ય, સમ દેઇને એમને પૂછી જોજો, જો હું પરથમ કંઇ બોલી હોઉં તો. ઊપડતાંને એ કહે છે—લોકોના પેટમાં ગળા સુધી મેલ ભરાયેલો છે......માસ્તર, તમે તો ભણેલા છો. હું પૂછું છું કે લોકો તો નરકમાં ડૂબેલા હોય, માટે આપણે આપણાં છોકરાંને વાળવાં ન જોઈએ ? ત્યારે તમે ભણેલા ગણેલા, મોટા ગામના, ઊંચ વરણના શાના ?

જાણે મણી શેઠાણીનું સ્ટેજ ઉપરનું કામ પૂરું થયું હોય તેમ

અત્યાર સુધી મૌન રહેલા કસ્તુર શેઠ બોલ્યા: 'હ્યોને, એક વખત સોપારી હ્યોને? વાત ક્યાં નાસી જવાની છે?'

પ્રસંગને મનમાં વાગોળતા હતા તેમ ચૂરી કરેલી સોપારીને પણ માસ્તર મોંમાં વાગોળવા લાગ્યા. વળી પોતાના પક્ષેથી કંઈ બોલવું જોઈએ તેમ માની બે શબ્દ બોલ્યા પણ ખરા: 'મણીબહેન! એને હું કેટલાય વખત કહું છું કે દેશ એવો વેશ રાખવો.'

મણી શેઠાણી માસ્તર ઉપર વારી જતાં બોલ્યાં: 'લાખ રૂપિયાનું વેણ કહ્યું, તમે માસ્તર.'

માસ્તર: 'પણ માણસને એક વખત ટેવ પડી ગઈ હોય છે તે જતી નથી. અમારા નડિયાદમાં, અને તેમાં ય નાગરોમાં ખાવાપીવામાં વટાળ જેવું રહ્યું નથી. એટલે અહીં પણ એ એમ વર્તવા જાય......'

માસ્તરનું વાક્ય પૂરું થવા દીધા વગર કસ્તુર શેઠ બોલ્યા: 'માસ્તર! શે'રની વાત અહીં કશી કામમાં ન આવે. શે'રમાં એવું બધું સાચવવા જાય તો પાળવે ય ક્યાં? હોટલમાં અઢારે ય વરણ આવે જાય. ગાડીમોટરોમાં ય કોણ કોને ઓળખે? પણ એ બધી આમન્યા જો ગામડામાં તૂટી જાય તો નીચ વરણ આપણે માથે છાણાં થાપે. બીજી વાત તો બાજુએ રહી પણ તમારો જ દાખલો. મંદિરમાં તમે જમવા માંડયું એટલે અમારા બ્રાહ્મણોને અત્યાર સુધી લોક નહોતા કહેતા તે કહેવા માંડયું—આ મોટા ચોખ્ખા ના જોયા હોય તો. નાગર બ્રાહ્મણ મહારાજનું ખાય છે તો તમે તરવાડી એમના કરતાં કે દા'ડાના ઊંચા થઇ ગયા?'

પરંતુ એની વિરુદ્ધ બોલાય એવું હતું નહિ. કારણ કે, મહારાજને મંદિરમાં રાખવાના પક્ષમાં કસ્તુર શેઠ અગ્રેસર હતા. ધર્મ

રીતે એ કોનો પક્ષ લેત એ તો એ જાણે, પરંતુ એ પક્ષના અગ્રે-સર બન્યા હતા એ તો વ્યાવહારિક કારણે. સૂરજરામ તરવાડી એમના ગોર હતા. પરંતુ એમની સાથે ધર્મકામના દાપાદુપીમાં બોલાચાલ થઈ હતી. દર માસે, પૂનમ ઉપર સત્યનારાયણની કથા કહેવડાવવાની જે બાપના વખતથી રિવાજ ચાલ્યો આવતો હતો તે અંગે જ તક-રાર હતી. કથા વાંચ્યાનું દાપું ફક્ત સવા પાંચ આના જ હોય ? એ પ્રશ્ન હતો સૂરજરામ તરવાડીનો. કસ્તુર શેઠનો પ્રશ્ન હતો–દર માસે કાયમ કથા કહેવડાવનાર પાસે વિશેષ શું હોય ? ઊલટનું કોઈ વરસે, બે વરસે કે પાંચ વરસે કહેવડાવે તે ગમે તે આપે. એનો વાદ અમે શું કામ કરીએ ? કાલ ઊઠીને તમે તો એમ પણ કહો કે સવા પાશેરનો શીરો નહિ, સવા શેરનો કે સવામણનો કરો ! એટલે કાય-મના ઘરાકના ભાવ અને છૂટકના ભાવ એક ન હોય, એવો વેપારી પ્રશ્ન શેઠનો હતો.

આ જ વહીવટ બાપના વખતમાં ચાલતો હતો, પરંતુ સૂરજ-રામ પહેલેથી એ ચાલતું એટલે બોલી શકતા ન હતા. વહીવટ બદ-લાયો, કસ્તુર શેઠ પાસે આવ્યા ત્યારે એ બોલ્યા. પણ કસ્તુર શેઠે નમતું ન મૂક્યું. કથા મંદિરના પૂજારી શિવશંકર પાસે કહેવડાવવાનું નક્કી કર્યું. એમણે ધર્મ અને વ્યવહારનાં પલ્લાંએ જોખીને કહ્યું: 'તમારે ઘેર ધર્મકામ કરાવવાનો હક તમારા ગોરનો. એમાં મારાથી વચ્ચે ન પડાય. પરંતુ તમે મંદિરમાં કોઇ ધર્મકામ કરાવવા આવો તો મારાથી ના ન પડાય. હું એ ધર્મ લેઇને જ બેઠો છું અને તે પેટે શું આપો છો, એનો પણ મારે વિચાર કરવાનો ન હોય. જેવી જેની શ્રદ્ધા. એટલે ત્યારથી દર માસે કસ્તુર શેઠ મંદિરમાં કથા કહે-વડાવતા. અને તેથી જ કસ્તુર શેઠ મહારાજને મંદિરમાં રાખવાના પક્ષમાં અગ્રેસર હતા. એટલે શિવપ્રસાદ માસ્તરે એમને ત્યાં જમવાની તૈયારી બતાવી ત્યારે સૌ કરતાં શેઠ વધુ રાજી થયેલા. પોતાનો પક્ષ

સાચો છે એ માટે બ્રાહ્મણોને એમણે જ, તમે કે દા'ડાના ચોખ્ખા થઈ ગયા, એ સવાલ કરેલો.

એટલે ગાય મરે નહિ અને રતન કાઢી લેવું, તેમ બેઉ પક્ષ સાચવી લેતાં શેઠે માસ્તરને કહ્યું: 'ગમે તેમ પણ તમે બધા છેવટે તો બ્રાહ્મણ જ. કોઈ ઇર્ષાથી કોઈને હલકા પાડવા ફરે એટલો જ એમાં ફરક. પણ આ તો બ્રાહ્મણની છોડી ને પાટીદારનો છોકરો...'

અને એ વસ્તુ ત્યાં જ અટકાવતાં શેઠે ઉમેર્યું: 'તમને એનો છોછ ન હોય તો પણ એવું તમારે ન કરવું જોઇએ. તમે તો નોકરી રહી એટલે કાલ ઊઠીને આ ગામથી બીજે ગામ ચાલ્યા જવાના. પણ એનો ભોગ આખી જિંદગી અમારે થવું પડે. અમને કહે— નાગર બ્રાહ્મણ કરતાં તમે કે દા'ડાના ઊંચા થઇ ગયા? આ તો એકબીજાની આમન્યા છે ત્યાં સુધી. બાકી હલકા લોકની વસ્તી બધે ય ઝાઝી. આપણા જેવાં થોડાંને પછી મૂતરના રેલામાં તાણી નાખે. માટે ધર્મની રીતે નથી કહેતો પણ વ્યવહારની રીતે પણ દેશ એવો વેશ કરવાની શિખામણ, તમારા સારું નહિ તો અમારા સારું, કિલાસબોનને આપજો.'

મણી શેઠાણીનું પ્રસંગકાર્ય પૂરું થયું એટલે એ અંગેની માયા સંકેલી લેતાં તે બોલ્યા: 'જાવ માસ્તર ઘેર. પાછાં કિલાસબોન વે'માશે કે રસ્તામાંથી બોલાવી આડુંઅવળું ભરાવ્યું હશે. અમને તો કોઈના વિષે આડું ય ભરવતાં નથી આવડતું ને અવળું ય ભરવતાં નથી આવડતું. 'એમણે' કહી તેટલી ઊંડી સમજણ આપવા જ ખાસ બોલાવ્યા 'તા. બાકી ગાયનાં શિંગડાં ગાયને ભારે, બીજાને શું? અમે તો કહ્યાનાં હરિગત, પછી કરવું ના કરવું, એ સૌ સૌની મુનસફી ઉપર છે.'

જે જાતનો અર્થ કરવો હોય તેવો કરી શકાય એવો દ્વિઅર્થી ઉત્તર 'સમજ્યો' આપી, શિવપ્રસાદ માસ્તર શેઠનાં પગથિયાં ઊતર્યા.

ગોવિંદ સુશીલા સાથે રમતો થયો ત્યારથી જ, કોણ જાણે કેમ, પણ શિવપ્રસાદને એના ઉપર અભાવો હતો. કોઈ મિલમાલિક જેવા મોટા શેઠની દીકરી, ઘરમાં વાસણ માંજતા નોકરના છોકરા જોડે રમે, અને તેથી જે જાતની શેઠને સૂગ આવે તેવી જ કંઈક સૂગ શિવપ્રસાદને ગોવિંદ પ્રત્યે આવતી. ઘરમાં કોઈ સ્ત્રી માણસ નહિ એટલે ગોવિંદ સ્વાભાવિક રીતે બીજાં બાળકો કરતાં પણ વધુ અસ્વચ્છ રહેતો. દાદા બિચારા ભગત માણસ એટલે મનના મેલની એમને જેટલી ચિંતા, એના હજારમા ભાગની પણ એમને બહારના મેલની ચિંતા નહિ. 'રાધે ગોવિંદ રાધે'ની ધૂન કર્યા વગર ગોવિંદ ઊંઘી ન જાય તેની એમને દર સાંજે ચિંતા રહેતી. કોઈ વખત બીજી લપસ્યામાં એ ધૂન કરાવવી એમનાથી વીસરી જવાતી તો એ બીજે દિવસે એક ટંક ખાતા નહિ. કુમળાં છોડ જેવાં વાળીએ તેવાં વળે, એમ એ માનતા હતા એટલે ભક્તિના કે સદ્ગુણના જે સંસ્કાર બાળક ઉપર નાખવા હોય તે આ ઉમરે જ નાખવા જોઈએ એમ એ ચુસ્ત રીતે માનતા. એટલે એવડા નાના ગોવિંદને એ ધૂન કરાવતા. એને ઊંઘ ન આવે ત્યાં સુધી એ ભજન સંભળાવતા. અને એ ભજનના સૂરમાં જ ગોવિંદ ઊંઘી જતો.

આમ અંદરના હૈયામાં શુદ્ધ સંસ્કાર નાખવાની, રજેરજ કાળજી રાખનાર ભગત બહારની શુદ્ધિ માટે એટલા જ બેદરકાર હતા. કપડાં ધોવા તળાવે ગયા હોય તો પણ ભાગ્યે જ એ ધોકા કપડાંને મારીને મેલ કાઢતા. સાબૂ કે સોડામાં તો એ સમજતા નહિ પણ ધોકામાંય સમજતા નહિ. જો કપડાં ધોવાની છાટ ખાસી હોય તો ઊભા ઊભા બે પગનો ખૂણો બનાવી, બે ત્રણ ઝીંક મારી લેતા. ને તેય લહાવો કપડાંને અઠવાડિયામાં બેએક વખત મળતો. બાકી,

તળાવ ઉપર બૈરાંએ છાટ રોકેલી હોય એટલે વહુવારુઓને લાજ ન કાઢવી પડે એ માટે ત્યાં એ ઢૂંકતા જ નહિ. દૂરની જગાએ પાણીમાં બોળી લેતા. જુવાન વહુઓ ભગતનું એ કામ કરી લેવા કપડાં માગતી પણ ખરી. છતાં પોતાને રોજનું લાગ્યું માની એ કોઈને તસ્દી આપતા નહિ. એટલે ગોવિંદનાં કપડાં ઊજળાં તો ન જ રહેતાં. હાથપગના નખ અને માથાના વાળ પણ વધી જતા, છતાં ભગતને એ અંગે પણ ઝાઝું સમજાતું નહિ. મોટે ભાગે એની કાળજી મંગળ રાત જાતે રાખતો. નવરો હોય અને ગોવિંદને દીઠામાં આવે તો એ પોતે એને બોલાવી એના વાળ કાપતો–નખ લેતો!

આવો મેલોઘેલો છોકરો નાગરની સ્વચ્છ, સુઘડ અને સંસ્કારી કન્યા સાથે રમે, એ નડિયાદના નાગરવાડામાં તો કદાપિ શક્ય ન હતું. ગામડામાં એ સ્થિતિ નિભાવી લેવી પડે એ પણ સમજાય. પરંતુ એવો છોકરો સુશીલાનો મિત્ર બને, સુશીલા પોતે પણ એથી બીજાં ઊજળાં છોકરાં સાથે રમવાનું મૂકી એની સાથે રમે, એને સરખાવટે ભાઈના જેટલા પ્રેમથી હાથમાં હાથ રાખી દોસ્તી બાંધે, એ શિવપ્રસાદના નાગર લોહીને ખૂંચતું હતું. પરંતુ કૈલાસબહેન પણ દીકરીના પક્ષે હતાં એટલે માસ્તર સમસમી રહેતા.

સુશીલા સાથે ગોવિંદને પણ એટલા જ પ્રેમથી કૈલાસને રમાડતાં જોઈ શિવપ્રસાદે મનનો ઊભરો ઠાલવેલો પણ ખરોઃ 'તું ય ગામડામાં આવી, ગામડિયણ જ થઈ ગઈ લાગે છે.'

'કેમ?'

ગોવિંદ પ્રત્યેનો પૂર્વ ઇશારો કરતાં એ કહેતાઃ 'એવા ગંદા છોકરાને રમાડતાં તને સૂગે ય નથી આવતી?'

'હું એને બહુ ચોખ્ખો દેખું છું.'

શિવપ્રસાદ આંખ કાતરના બોલ્યા વગર જોઈ રહેતા.

'સાચું કહું છું.' કૈલાસબહેન કહેતાં: 'ભગતની જગાએ બીજો કોઇ સાઠ વર્ષનો પુરુષ હોય, તમે પણ, એટલા પ્રેમથી બાળક ન ઉછેરી શકો. બહારનાં કપડાં ઉજળાં રાખો કદાચ, પણ અંતરનું વહાલ........'

'વાહ રે વાહ! પ્રેમદેવી!'

'પ્રેમદેવીને ઓળખવા પ્રેમદેવ થવું પડે.'

'આ જન્મે તો થઇ રહ્યો.'

આમ ગોવિંદ પ્રત્યેની પોતાની સૂગનું ઘરમાં કંઇ ઊપજ્યું ન હતું છતાં શિવપ્રસાદની એ વૃત્તિ અંતરમાં વધતી હતી.

પહેલીમાં ગોવિંદ ભણતો હતો છતાં વાચનલેખનમાં એટલો હોશિયાર હતો કે એના વર્ગના માસ્તરને એમ લાગતું કે જો એને કોઈ ભણાવનાર મળે તો જરૂર મોટો વકીલ થાય. પાટિયા ઉપર ચડિયા માંડયા કે એને મોઢે. પાઠ પણ કવિતાની જેમ કડકડ બોલી જાય. કવિતા પણ એવી જ સરસ ગાય.

પહેલી ચોપડીના વિદ્યાર્થીનાં વખાણ તો શું કરવાનાં હોય? પરંતુ માસ્તરોની મોટા ભાગની વાતો વિદ્યાર્થીઓ અંગે, શિક્ષકોના વર્તન અંગે કે ઉપરી અધિકારીઓના મિજાજ અંગે સિવાય ભાગ્યે જ હોય છે. એટલે એ મર્યાદાને અંગે ગોવિંદના વર્ગમાસ્તરે બે ત્રણ વખત હેડમાસ્તર આગળ એની હોશિયારીનાં વખાણ કર્યાં હતાં. પરંતુ એકે ય વખત એમણે કંઈ જવાબ આપ્યો ન હતો.

છેવટે ગઈ કાલે ફરી એ વાત વર્ગમાસ્તરે કંઈ એવા બીજા અવાહમાં ખેંચાતાં કાઢી ત્યારે શિવપ્રસાદ ઊંચા સાદે બોલી ગયા હતા: 'સાવ નાના છોકરાની બુદ્ધિ તમે અત્યારથી શી રીતે માપી

કાઢી ! માસ્તર, બુદ્ધિ એ જુદી વસ્તુ છે, યાદશક્તિ એ જુદી વસ્તુ છે. પોપટની જેમ કોઈ છોકરું પટપટ બોલી જાય એને બુદ્ધિ ન કહેવાય. એવા બી. એ. અને એમ. એ.માં પહેલા પાસ થયેલા જીવનમાં શેકયો પાપડે ય ભાંગી શકયા નથી. અને કાળા અક્ષરને કૂટી મારેલા લખપતિ થઈ ગયા.

શિવપ્રસાદ એટલા બધા ખિજાઈને બોલ્યા કે એમને પોતાને ય એની સમજ ન પડી કે પોતે આટલા બધા તપી શા માટે ગયા ? આસિસ્ટન્ટ માસ્તર તો બિચારો બોલતો જ બંધ થઈ ગયો. એને થયું કે માસ્તર બીજા કારણે ખિજાયેલા હોવા જોઈએ, બાકી પોતે એવું શું કહ્યું હતું કે આટલા તપીને બોલે ?

એ જ ગોવિંદની રામ કહાણી શેઠ શેઠાણી પાસેથી સાંભળતાં, સત્યાસત્યને લીધે નહિ, પરંતુ એના પ્રત્યેની મનમાં બંધાઈ ગયેલી ગ્રંથિને લીધે શિવપ્રસાદ કૈલાસબહેન ઉપર ઓચિંતા તપી ગયા.

કૈલાસને શું કહેવું એનો એ દાદર ચડયા ત્યાં સુધી નિર્ણય કરી શક્યા ન હતા. પરંતુ ઉપર જતાં સુશીલા અને ગોવિંદને કૈલાસે પોતાના ડાબાજમણી પગ ઉપર સુવાડેલાં જોતાં એમનો ક્રોધ ભભૂકી ઊઠયો: 'આ છોકરો તારો તે એવો કોણ છે કે આખા ગામ વિરુદ્ધનું તોફાન માંડયું છે ?'

બંને બાળકો સફાળાં ગભરાટનાં માર્યાં ઝબકી ઊઠયાં.



આ બાબતમાં કૈલાસબહેનનો કોઈએ પક્ષ ન લીધો. મંદિરના પૂજારી શિવશંકર અને નર્મદાએ પણ જણાવ્યું કે, કૈલાસબહેન ! તમે તમારા મનથી ગમે તેમ માનતાં હો, પણ એ સારું તો નથી જ.

ખૂદ બકોર ભગતે પણ કહ્યું: 'કૈલાસબેન ! આ તો ઊલટું અમને પાપમાં નાખવા જેવી વાત કહેવાય. બામણની દીકરી તુલસી-કયારો કહેવાય. એને વટાળવી એ કંઇ નાનુંસૂનું પાપ છે ! મોટાં થઈને આપણે છોકરાંને ન વાળીએ તો એ તો મહાપાપ કહેવાય.'

સામી દલીલ કરવાનો અર્થ નથી માની કૈલાસબહેને ત્રણે જણને સામો કંઈ જવાબ આપ્યો ન હતો. કૈલાસબહેનનું મોં પણ પડેલું હતું એટલે પોતાની ભૂલ એમને સમજાઇ હતી, એમ પણ એ ત્રણે જણે માની લીધું હતું.

પરંતુ એ જાતનો રોષ શિવપ્રસાદે વ્યક્ત કર્યો ત્યારે કૈલાસ-બહેન મૌન ન રહ્યાં. વટાળ વિષેના પતિના વિચારો પોતા જેવા હતા, એની એમને પૂરેપૂરી ખબર હતી. એટલે અવારનવાર ગોવિંદ પ્રત્યેની સૂગ એમણે જે વ્યક્ત કરી હતી, તેનું જ આ પરિણામ હતું એમ કૈલાસબહેનને સમજતાં વાર લાગી ન હતી. એમણે જવાબ આપ્યો: 'તમે આમ શાથી બોલો છો એ મારી જાણ બહાર નથી.'

'તો પછી એ પ્રમાણે વર્તતાં શું થાય છે?'

'એવું તમે ક્યારે કહ્યું હતું?'

'મારો મત જાણે છે, પછી કહું ત્યાં સુધી રાહ શું કામ જુએ છે?'

'સારું, તમે એથી સુખી થતા હો તો એમ કરીશ.'

'સુખદુઃખનો આમાં પ્રશ્ન નથી. મારામાં નાગરનું લોહી છે એથી મને એ નથી રુચતું.'

'પ્રભુએ નાગરનું અને બીજા માણસોનું લોહી જુદું નથી બનાવ્યું.'

'તારે મને અત્યારે ચિડવવો છે એમ?'

'એટલે પ્રત્યુત્તર પણ ન આપું?'

'લોહી એટલે હું સ્થૂલ લોહીની વાત નથી કરતો. નાગરના લોહીમાં જે સંસ્કાર છે.'

કૈલાસબહેનને કહેવાનું મન તો થયું કે, જો એટલું બધું અભિમાન છે તો પછી નાગરોની વસ્તી મૂકી, અહીં ગામડામાં શું કામ આવ્યા? પરંતુ એ જવાબ શિવપ્રસાદ નહિ સહી શકે એમ એમને ખાતરી હતી એટલે ત્યાં જ અટકી ગયાં.

ગોવિંદ સાથેની બાહ્ય રીતે જે માયા બીજાંની આંખે દેખાતી હતી તે કૈલાસબહેને ત્યજી દીધીઃ સુશીલા અને ગોવિંદ પહેલાંની જેમ રમતાં બંધ થઇ ગયાં.

સુશીલા સાથે ભેગાં બેસીને ખાવા જેટલી છૂટ ન લેવાય તેની બેકાર ભમતે પણ ગોવિંદને શિખામણ આપી હતી. સમજણ પાડી હતીઃ 'સુશીલા, બામણની દીકરી કહેવાય. આપણું ખાય તો એ વટલાય. ખવડાવનારને પાપ લાગે.' અને પાપ એટલે શું એનો દાખલા સાથે અર્થ સમજાવતાં એમણે કહેલુંઃ 'કૂળિયાનાં છોકરાંને

તું જુએ છે કે મા અને બાપ છે. ભાઇ અને બેન છે. અને તારે કોઇ નથી. શાથી? પૂરવજનમમાં તેં અને મેં એટલાં પાપ કરેલાં. આટલે વરસે મારે ઠરવાવારો ન આવ્યો. અને તારે નબાપા થઈ મારે આશરે પડવું પડયું. બાકી, તારી મા હોય તો તને કેવો રમાડે, જમાડે, હસાવે અને ખેલખેલાવે.' ભગતની આંખમાંથી ટપટપ કરતાં આસું ટપકવા લાગ્યાં.

ગોવિંદ એમાંથી શું સમજ્યો એ તો એ જાણે, પરંતુ દાદાને રડતા જોઇ એ પણ રડી પડયો. દાદાને કોટે બાઝી પડતાં એણે કહ્યુંઃ 'દાદા! હું એવું પાપ કદી નહિ કરું. કહેશો તો હું સુશીલા જોડે રમીશે ય નહિ.'

આમ સુશીલા સાથેની માયા તોડવી પડી ત્યાં સુધી તો ગોવિંદ મન કઠણ કરી શકયો. પણ પહેલા ધોરણમાં પાસ થઈ બીજીમાં આવતાં એની આકરી પરીક્ષા શરૂ થઈ. સુશીલાને બાળવર્ગ અને પહેલી, બે વરસનો અભ્યાસ શિવપ્રસાદે ઘેર કરાવ્યો. અને આ સાલ બીજીમાં એમણે એને દાખલ કરી, અને તે જ કારણે બીજું ધોરણ એમણે જાતે ભણાવવા લીધું.

સુશીલા છ વર્ષની હતી. એકવડિયા બાંધાની હોવા છતાં એ મજબૂત હતી, તેવી જ વ્યક્તિત્વવાળી હતી. સુંદરતા પણ નાગરની ખ્યાતિ પ્રમાણે હતી. ભણવામાં પણ એટલી જ હોશિયાર હતી. પાંચમા વર્ષમાં એણે બે વર્ષનો અભ્યાસ પૂરો કર્યો હતો. એના વર્ગનો કોઇ છોકરો કે છોકરી ભણવામાં એની આગળ ન જાય, એવી ઊંડી અને પ્રબળ મહત્ત્વાકાંક્ષા શિવપ્રસાદના હૈયા ઉપર સવાર થઇ બેઠી હતી.

પરંતુ કુદરતે જાણે એ મહત્ત્વાકાંક્ષાને નિષ્ફળ બનાવવા પાકો

નિર્ણય કર્યો હોય તેમ છ મહિના સુધી શિવપ્રસાદે પૂરેપૂરા ધમ-પછાડા કર્યા પણ ગોવિંદે સુશીલાને કોઈ રીતે પહેલી આવવા ન દીધી.

નિશાળમાં સરવાળા શરૂ કરતા પહેલાં, શિવપ્રસાદે સુશીલાને એ આખું મનોયત્ન ઘેર તૈયાર કરાવી દીધું હતું. પરંતુ વર્ગમાં પ્રથમ એમણે એ દાખલા શીખવાડયા અને પહેલો જ હિસાબ લખાવ્યો તેમાં પણ ગોવિંદની સ્લેટ એમના ટેબલ ઉપર પ્રથમ આવતીને પડી.

શિવપ્રસાદે એના સામે આંખ કાતરી. વર્ષોનો માસ્તરનો અનુભવ એમને ખોટો પડતો લાગ્યો. આટલી ક્ષણમાં, અને તે પણ પ્રથમ પ્રયત્ને કોઈ વિદ્યાર્થી હિસાબ ન ગણી શકે. અને તે ય જેને ઘેર કોઈ ભણાવનાર નહિ તે વિદ્યાર્થી ! શિવપ્રસાદને થયું કે ભલે પ્રથમ ટેબલ ઉપર મૂકી ગયો. હિસાબ ખોટો હોવો જોઈએ. એમના મનને ધીરજ ન રહી. એ સ્લેટ ઉપાડી ખાતરી કરવા જતા હતા ત્યાં સુશીલાએ સ્લેટ મૂકી. બંને સ્લેટોને સહેજ ઊંચી કરીને જોયું તો બંનેમાં સરખો જવાબ હતો !

ચાલીસના વર્ગમાં પાંચ વિદ્યાર્થીનો જવાબ સાચો હતો, પરંતુ એ દાખલો વિદ્યાર્થીઓને શીખવવાની વાત પડતી મૂકી, શિવપ્રસાદે બીજો દાખલો લખાવ્યો. ત્રીજો લખાવ્યો. ચોથો અને છેલ્લો, એમ પાંચમો લખાવ્યો. પણ ગોવિંદ ન પડયો તે ન જ પડયો.

ગોવિંદની એ હોશિયારીથી વારી જવાને બદલે શિવપ્રસાદનું અંતર બળી રહ્યું. એક અભણ માબાપનો નબાપો કણબીનો છોકરો નાગરની છોકરીને આંજી જાય ! એમના હૈયામાં સવાર થયેલી મહ-ત્વાકાંક્ષા ઊછળી આવી: ‘ કદી નહિ બને. એ છોકરાને પાછો પાડું ત્યારે જ સાચું !’

એ દિવસે એ પાંચે ય દાખલા સામટા એમણે વિદ્યાર્થીઓને પાટિયા ઉપર ગણાવ્યા પણ એમનું ચિત પદ્ધતિમાં ન હતું. બાળકોના મગજમાં એ રીત ઠસી કે નહિ, એની ખાતરી કરવા જેટલી એમનામાં સ્વસ્થતા ન હતી. એ દિવસે એમણે તે પછી વાચન લીધું, પલાખાં લખાવ્યાં, ગડિયાના ઉપયોગનાં મોઢે લેખાં પૂછ્યાં, પણ એ દરેક વખત એમના અંતરમાં ભણકારા ગોવિંદના વાગતા હતા. સુશીલા કરતાં દરેક વિષય એનો સારો !

નિશાળની એ બધી ખીજ ઘેર આવતાં એમણે સુશીલા ઉપર ઉતારી. ઘેર આવતાં સાથે એમણે લેશન લેવું શરૂ કર્યું. દરરોજની ઝડપે જ સુશીલા હિસાબ ગણતી. પરંતુ હિસાબ લખાવી રહેતાં જ સાથે, એ બરાડી ઊઠતા: 'કેટલી વાર ?'

પહેલા બે દાખલામાં સુશીલાએ ભૂલ ન કરી. પરંતુ ત્રીજા દાખલાથી એના મનમાં ઝડપની જે બીક પેસી ગઈ તે સમાણી ભૂલો પડવા માંડી.

અને હિસાબ ખોટા છે, એ જોતાં જ એના કુમળા ગાલ ઉપર શિવપ્રસાદના બે તમાચા, ચમ કરતાં ડામ ચંપાય તેમ ચોંટી ગયા.

જીવનમાં ભણવા માટે સુશીલાને આજે પ્રથમ માર પડયો. માર કરતાં શિવપ્રસાદની મુખમુદ્રા જોતાં એ વધુ બી ગઈ. છતાં ડૂસકું ભરીને પહેલો ઘા સુશીલા સહી ગઇ. પરંતુ બીજે હિસાબે ભૂલ થઇ અને તેથી જે તમાચ પડી એ એનાથી ન વેઠાઈ. છળી ઊઠતાં એણે રાડ નાખી: 'બા...બા...'

કૈલાસબહેન અંદરના ખંડમાં ભાખરી વણતાં હતાં ત્યાંથી દોડી આવ્યાં. એઠા હાથે સુશીલાને પોતાની સોડમાં લેતાં એ બોલ્યાં:

'ફૂલ જેવી છોકરી ઉપર હાથ ઉપાડતાં તમને શરમે ય નથી આવતી !'

ક્રોધમાં ને ક્રોધમાં શિવપ્રસાદ બોલ્યા: 'ફૂલ જેવાં રૂપરંગ હોય તેની જગતમાં કશી કિંમત નથી. અંદર સુગંધ પણ હોવી જોઇએ.'

સુશીલાને બરડે હાથ ફેરવી એને આશ્વાસન આપતાં કૈલાસબહેને જવાબ આપ્યો: 'સુગંધ આમ કંઇ ખિજાઇને માર માર્યે ન આવે. માબાપની અંદર જો સુગંધ હશે તો બાળકમાં આપોઆપ આવશે. ગુલાબના ફૂલમાં બહારથી સુગંધ કોઇ નાખવા જતું નથી, એ છોડ જ રસ સીંચે છે.'

શિવપ્રસાદ સહેજ નરમ પડીને, પોતે વધારે પડતા ઉશ્કેરાઈ ગયા હતા તેનો ખ્યાલ આવતાં, શાંત પડીને બોલ્યા: 'એવી ડાહી વાતો કરતાં મને પણ આવડે છે. પણ બાળક એ ગુલાબની જેમ નર્યું જંગલી ફૂલ નથી. જંગલી ફૂલોમાં કુદરતે જાતે સુગંધ મૂકી છે. માનવ ફૂલમાં સુગંધ સીધી નથી મૂકી, ફક્ત એ મેળવવાની શક્તિ મૂકી છે. એ શક્તિ વડે સુગંધ મેળવવી કે દુર્ગંધ, એ માણસ ઉપર કુદરતે છોડયું છે. એટલે માબાપની સુગંધ ઉપર નર્યો આધાર રાખીને એ ફૂલથી ન બેસી રહેવાય—એના ઉછેરનારથી તો હરગીજ નહિ.'

કૈલાસબહેન એ ક્ષણે માતાને બદલે પત્ની બની જતાં, મજાકમાં બોલ્યાં: 'એટલે કુદરતે ઉછેરનારને આમ તમાચા મારી સુગંધી આપવાનું કહ્યું હશે, નહિ વારુ ?'

કૈલાસબહેનના એ ભાવનો અનુભવ શિવપ્રસાદના હૈયાએ તરત કર્યો. એ પ્રેમ પારસમણિથી મૂળ કડવાશ મીઠાશ બની ગઈ. ધીમું મોં મલકાવી શિવપ્રસાદે કહ્યું: 'કુદરતે તો ઘણું ઘણું કહ્યું છે, પણ માણસ કયારે એનું માને છે ? સ્ત્રીઓને એણે ઠોકી ઠોકીને

કહ્યું છે કે પતિ એ એનો પરમેશ્વર છે, એને પૂજવો. પણ સામે ઊભેલી સ્ત્રી પૂજવાને બદલે એના કાર્યનો જ વિરોધ કરી રહી છે!'

'પરમેશ્વરે તો બિચારે કશું કહ્યું નથી. તમારા પુરુષશાસ્ત્રકારોએ એ બધું ચીતરી માર્યું છે, એમ કહો.'

'પણ એ શાસ્ત્રકારોએ ચીતર્યું તો પ્રભુએ જે પ્રમાણે પ્રેરણા આપી તે પ્રમાણે ને?'

'ત્યારે તો આ મારવાની પ્રેરણા ય તમને એણે જ આપી, કેમ?'

એ વાત તે દિવસે ત્યાં જ અટકી ગઇ. પરંતુ બીજા ધોરણનાં નાનાં છોકરાં ય અઠવાડિયામાં સમજી ગયાં કે માસ્તર કોઇ હિસાબે ગોવિંદનો પહેલો નંબર સુશીલાને અપાવવા ફરે છે. એટલે એ પ્રશ્ન શિવપ્રસાદનો જ ન રહ્યો. આખા વર્ગનો થઇ ગયો.

કોઇ વિદ્યાર્થી મોડા ન થાય તો, ગઈ સાંજે એણે જે નંબર પુરાવ્યો હોય તે જગાએ બેસવાનું રહેતું. કદાચ ગોવિંદ મોડો થઈ જાય અને સુશીલા પહેલી બેસી જાય એ બીકે, વર્ગના વહેલા આવનાર છોકરા, બહાર ઓટલા ઉપર બેસી રહેવાને બદલે પ્રથમ ગોવિંદને ઘેર જતા. એને થોડી વાર હોય તો એનું દફતર સાથે લાવી નિશાળના બારણા આગળ બેઠક જમાવતા. અને પા કલાક વાર હોય અને ગોવિંદ ન આવી પહોંચ્યો હોય તો એને ત્રણ તેડાં કરતા.

સુશીલાને ગોવિંદના આ પહેલા નંબરની અદેખાઈ આવતી ન હતી. શિવપ્રસાદની વૃત્તિ એ જાણી ન ગઇ હોત તો એણે સામે ચાલીને ગોવિંદને નિર્ભય પણ બનાવ્યો હોત કે, ચિંતા ન કરીશ. મારે તારો પહેલો નંબર નથી જોઇતો.

પરંતુ એ નંબર સારુ બાપુજી પોતાને દરરોજ ઘેર આગળ અભ્યાસ કરાવતા હતા, નિશાળમાં લખાવતા હિસાબ આગલે દિવસે ઘેર ગણાવી રાખતા હતા, પલાખાં, શબ્દો અને વાચનનું પણ એમ જ બનતું, એ બધાં પગલાં સુશીલા મનથી સમજી ગઈ હતી.

કોઈ વખત વિદ્યાર્થી તરીકે એને પોતાને પણ ગોવિંદને હરાવવાની ઇચ્છા થઇ આવતી. શિવપ્રસાદે એના ઉપર અભ્યાસને નામે, નંબરને નામે અત્યાચાર ન આદર્યો હોત તો એ ગોવિંદને હરાવી પણ શકી હોત. પરંતુ શરતમાં ઉતારવાના ઘોડાને પ્રથમ લાવવા તાલીમને નામે એનો ઉસ્તાદ ઠોક બજાવે, અને તેથી ઘોડો ઊલટ તેજી થવાને બદલે મંદ પડી જાય, તેવી સ્થિતિ સુશીલાની થઇ હતી. એ ગોવિંદની આગળ તો ન જઈ શકી, પરંતુ બીજો નંબર પણ કોઇ કોઇ વખત ગુમાવવા લાગી. દરેક લેસન વખતે શિવપ્રસાદની આંખ એના ઉપર મંડાતી એ જોતી હતી. અને એ બીકથી એનાથી ગોટાળો થઈ જતો. મોડું થવાને લીધે એકાદ નંબર જતો ત્યાં સુધી તો શિવપ્રસાદ મનનું સમતોલપણું સાચવી રાખતા, પણ ખોટું જ પડ્યું તો, કોઈ વિદ્યાર્થીને માર નહોતો પડતો એટલો એમની દીકરીને પડતો. એ ખ્યાતિથી ગામમાં એમની વાહવાહ થતી. પોતાના બાળકને બીજા કરતાં ય વધારે મારે તેવા નિષ્પક્ષપાતી માસ્તર ઉપર કોણ રાજી ન થાય ?

આ રીસ નરી સુશીલા ઉપર ઊતરતી એવું નહિ. ગોવિંદને પણ મેથીપાક મળી જતો. વહુના ગુના સાસુને કાઢવા હોય તો એમાં આવડતની જરૂર નથી હોતી, તેમ વિદ્યાર્થીને મારવો જ હોય તો માસ્તરને કંઈ મુશ્કેલી નથી પડતી. લેસન ભલેને એને આવડતું હોય પણ એણે જાણીને ચોરી કરાવી એમ કહીને ય મારી શકાય છે. છોકરા હોશિયાર હોય એમાં કંઈ નવાઈ નથી, તોફાની

છોકરો ન હોય એ અશક્ય જ છે. એટલે વર્ગમાં તોફાન થવાનું જ. ગુનો થાય ત્યારે સાચો ગુનેગાર કોણ એની પોલીસ ઝાઝી ચિંતા કરતી નથી, છેવટ સાચો હડીએ ન ચડે તો, ગુનેગાર કોમમાંથી, ગમે તેને ખોસી ઘાલે છે. એમ માસ્તર પણ એવા પ્રસંગે ગમે તે વિદ્યાર્થીને ટીપી શકે છે. ગોવિંદને એ રીતે હદથી જ્યાદે બે ત્રણ વખત માર પડેલો.

નાનાં બાળકો ન્યાયાન્યાય નથી સમજતાં એમ મોટાંનો ખાલી ભ્રમ જ છે. બાળકોની વાતચીત સાંભળવાની શિવપ્રસાદને મળી હોત તો એમનો ભ્રમ જરૂર પરખાઈ જાત.

વર્ગમાંથી બહાર નીકળતાં છોકરાં ગુસપુસ કરતાં :

'આ ગોવિંદને માસ્તરે કેમ માર્યો, ખબર પડી ?'

'હું તો તરત સમજી ગયો હતો.'

'પોતાની છોડીને પહેલે નંબર લાવવી છે પણ .....'

'ગોવિંદ, દોસ્ત, ગમે તેટલો માસ્તર મારે પણ પાછો ના પડતો.'

'તારા દાદાને વાત કરી દે ને ?'

'હા, તને શું નથી આવડતું તે મારે ?'

'તેં તોફાને ય ક્યાં કર્યું હતું ? બારોબાર કેશવાએ...'

'તારી સ્લેટમાં મેં જોયું'તું, એ તો સાવ જૂઠું. મેં એમના મોઢા આગળ આખો હિસાબ ગણી બતાવ્યો.'

ત્રીજા પ્રસંગથી સુશીલાનાથી પણ સહન ન થયું હોય તેમ વહેલી વહેલી ઘેર જઈ એણે કૈલાસબહેનને વાત કરી.

'બા ! ગોવિંદને આજ બાપુજીએ બહુ માર્યો.'

પોતાના બાળકને માર પડ્યો હોય તેમ ફફડી જતાં કૈલાસ-

બહેને પૂછ્યું: 'કેમ?' અને સાથે બોલી જવાયું: 'હમણાંનો એમનો કંઈ બહુ હાથ ઊપડવા માંડ્યો લાગે છે.'

'એક છોકરાની સ્લેટ ભાંગી હતી......'

'ગોવિંદે ભાગી હતી?'

'ના.'

'ત્યારે?'

'બાપુજીએ કહ્યું કે તારાં જ કારસ્તાન.'

'ગોવિંદ એવો કારસ્તાની છોકરો નથી.'

સુશીલાએ રડી દીધું. અંતરમાં ભારે ડૂમો ભરાયો હોય તેમ એ ડૂસકાં ઉપર ડૂસકાં ભરવા લાગી.

સુશીલાને બરડે હાથ ફેરવી તેને છાની રાખવાનો પ્રયત્ન કરતાં કૈલાસબહેને કહ્યું: 'બેટા! તું શું કામ આટલી બધી રડે છે?'

ડૂસકાં ભરતાં ભરતાં સુશીલાએ કહ્યું: 'આ સાથે બાપુજીએ એને ત્રણ વખત માર્યો.'

કૈલાસબહેને વ્યવહારિક વાત કરતાં કહ્યું: 'માસ્તર રહ્યા એટલે છોકરાં તોફાન કરતાં હોય, ના આવડતું હોય તો એમને તો મારવું પડે. તું એમની દીકરી છે તો પણ તને ક્યાં એ થોડું મારે છે?'

'પણ એને ખોટી રીતે મારે છે.'

'એવું હોય, બેટા? તું એમના જેટલું શું સમજે?'

'હું બધું સમજું છું.'

'શું?'

'એ મારી રીસ એના ઉપર કાઢે છે.'

'એટલે?'

'બાપુજી મને પહેલો નંબર રાખવા માગે છે. ગોવિંદ પહેલો નંબર છોડતો નથી......'

દીકરી ઉપર ૭ મહિનાથી ભણાવવાના નામે ચાલતો અત્યાચાર કૈલાસબહેનને આજ પ્રથમ સમજાયો. દીકરીના બોલનો એ ઇન્કાર ન કરી શક્યાં.

ગોવિંદની આકૃતિ એમના મોં આગળ તરવરી રહી. સુશીલાને જવાબ આપતાં એમણે ઊની આહ નાખીઃ 'બેટા! હું શું કરું?'



## ૧૫

કોઈ વાતચીતના અનુસંધાનમાં પૂછતાં હોય તેમ કૈલાસબહેને રાત્રે સુશીલાના ઊંઘી ગયા પછી શિવ-પ્રસાદને સવાલ કર્યો: 'એ છોકરે તમારું શું બગાડ્યું છે કે તમે એની પાછળ પડ્યા છો?'

'કયો છોકરો?'

'ગોવિંદ.'

શરીરના કોઈ ભાગ ઉપર ગૂમડું થયું હોય અને તે દબાતાં માણસ જેમ દર્દનો માર્યો ચીસ પાડી ઊઠે તેમ શિવપ્રસાદ બૂમ પાડી ઊઠ્યા: 'એ છોકરો એવો તે તારો કોણ સગો છે કે તેના માટે તું કારણ વગર ઘરમાં વિખવાદ ઘાલે છે?'

'મારો કોઈ નથી માટે જ પૂછું છું. પેટની દીકરીને એમ મારી હોત તો ન પૂછત.'

'છોકરાં એટલે વાંદરાંની જાત. તોફાન કરે, કોઈનું નુકસાન કરે તો ફટકારવાં પડે. ગોવિંદ કંઈ વાઘનું માથું નથી લાવ્યો કે એને માટે જુદો ન્યાય હોય.' ગુસ્સાના આવેશમાં શિવપ્રસાદે કહ્યું.

'પણ એણે તો સ્લેટ નહોતી ભાંગી ને?'

'ગુનો કરનાર કરતાં, ગુનાને પ્રોત્સાહન આપનાર વધારે ગુનેગાર છે.'

'પણ એણે પ્રોત્સાહન આપ્યું હતું એમ કોણ કહે છે?'

'તું વગર જાણ્યેકર્યે કહે તે મારે માનવું એમ?'

'વગર જાણ્યેકર્યે નહિ, ખાતરી કરીને કહું છું.'

'શી ખાતરી કરી?'

'સુશીલાએ જ ઘેર આવીને કહ્યું કે ગોવિંદનો વાંક ન હતો.'

'સુશીલાએ કહ્યું એટલે તમે એનું ઉપરાણું લેવા બેઠાં!' પોતાની જીત થઈ હોય તેમ ઉપહાસમાં જવાબ આપતાં શિવપ્રસાદે કહ્યું.

'મેં બીજાને પણ પૂછી જોયું છે.'

'કોને?'

'મંદિરમાં આરતી વખતે એ વર્ગનાં ત્રણ છોકરાં આવ્યાં હતાં. એમણે પણ કહ્યું કે ગોવિંદનો કંઈ દોષ નથી.'

એકદમ ખિજાઈ જતાં શિવપ્રસાદ ગર્જી ઊઠયા: 'કૈલાસ! આટલા સુધીની તારી શિરજોરી હું નહિ સહી શકું.'

કૈલાસબહેન શિવપ્રસાદના સ્વભાવને સારી પેઠે ઓળખતાં હતાં એટલે ગરમ થયા વગર ધીમા સ્વરે બોલ્યાં: 'ધીમેથી જરા બોલો. નીચે માણસો રહે છે.' અને બાજુમાં ઊંઘી ગયેલી સુશીલા તરફ આંગળી કરી: 'આ છોકરી જાગી જશે તો બધી આબરૂ ખુલ્લી પડી જશે.'

'હવે આબરૂમાં ખુલ્લી પડવાનું શું બાકી છે? મારી વિરુદ્ધ, મારી જ પત્ની, મારા વિદ્યાર્થીઓની જુબાની લે, પછી એ છોકરાં આગળ મારું શું માન રહે?'

'માણસ સાચો હોય તો એનું માન જતું નથી. અને જાય તો, એની એને પડી પણ હોતી નથી.'

શિવપ્રસાદે કૈલાસબહેનને બોલતાં પાછાં પાડવાનો પ્રશ્ન શોધી કાઢયો હોય તેમ ધીમેથી કહ્યું: 'હું તને એમ પૂછું છું કે ગોવિંદને ગુના વગર મારે મારવાનું કારણ?'

કૈલાસબહેને તરત જવાબ આપ્યો: 'એ પણ નાનાં છોકરાં જાણે છે. એમ ન સમજતા કે નાનાં છોકરાં કંઈ સમજતાં નથી.'

'એટલે?'

સુશીલાને મેં પૂછયું તો એણે કહ્યું હતું કે, 'બાપુજીને પહેલે નંબરે મને લાવવી છે પણ ગોવિંદ પહેલો નંબર મૂકતો નથી.'

શિવપ્રસાદ સડક થઈ ગયા. પોતે અત્યાર સુધી તો એમ માનતા હતા કે પોતાના મનની આ ઊંડી ભાવના કોઈ જાણતું નથી. પરંતુ સુશીલા પણ એ સમજી ગઈ હતી તો પછી છુપાવવાનો કંઈ અર્થ ન હતો. એમણે એનો ઇન્કાર કર્યા વગર મૌન સેવ્યું.

કૈલાસબહેને પૂછયું: 'બોલો તમારે શું કહેવું છે?'

શિવપ્રસાદે ખુલ્લા મેદાનમાં આવી જતાં કહ્યું: 'બસ, તારે જાણવું છે તો કહી દેઉં. મારી દીકરીની આગળ અભ્યાસમાં કોઈ જાય, તે સહેવાની મારી તૈયારી નથી—હું માસ્તર હોઉં, મારો વર્ગ હોય ત્યારે તો નહિ જ.'

'પણ આ ખોટી હરીફાઈ નથી? છ વર્ષની છોકરી અને આઠ વર્ષનો છોકરો, એક વર્ગમાં ભણે. પછી છોકરો આગળ રહે એમાં......'

'બે વરસનું અંતર મારે મન કંઇ વિસાતમાં નથી. આઠ વર્ષનો પાટીદારનો છોકરો જો એટલો હોશિયાર હોય તો નાગરની

એક વર્ષની છોકરી એના કરતાં વધારે હોશિયાર હોવી જોઈએ.'

'નાગરોએ ઇજારો એવો લીધો છે?'

'હા. આજે નહિ, વર્ષોથી. આ કણબીઓને જાજરૂ જઈને પૂછડું ધોતાં નહોતું આવડતું તે વખતે, ઔરંગઝેબના સમયમાં, પંચમહાલ જેવા ભીલની વસ્તીવાળા પછાત પ્રદેશમાં રહેતી નાગર સ્ત્રીઓ સંસ્કૃત સુધી અભ્યાસ કરતી.' નાગરની કેળવણીના આ અભિમાનમાં ડોલતા શિવપ્રસાદ કૈલાસબહેન સામે થોડીવાર તાકીને બોલ્યા: 'સુશીલામાં આ નાગર લોહી છે. ગોવિંદમાં જડભરત કણબીનું લોહી છે. એના દાદાને સહી કરતાં આવડતું નથી. એનો બાપ બહુ તો ચાર ચોપડી ભણ્યો હશે. માએ તો નિશાળનું મોં જ નહિ જોયું હોય.'

જાણે એ અંગે દલીલ કરવી વ્યર્થ હોય તેમ કૈલાસબહેને પૂછયું: 'એમાં એ છોકરે શું ગુનો કર્યો?'

'ગુનો, એક વખત નહિ ને સાડી સત્તર વાર.'

આશ્ચર્ય પામતાં કૈલાસબહેન બોલી ઊઠયાં: 'નાગરના મોંમાં ભલે એ શબ્દ શોભતા હોય તો. ગુરુનું મોં આથી તો લજાય છે.'

હવે તો ખુલ્લે ખુલ્લા શિવપ્રસાદ મેદાનમાં આવી ગયા હતા એટલે પોતાના હૈયામાં એ અંગે જે સત્‌અસત્‌નો ગજગ્રાહ ચાલી રહ્યો હતો, અને છેવટે પોતાનું પગલું કોઈ રીતે અસતનું નથી એ છેલ્લો ચુકાદો બુદ્ધિએ આપ્યો હતો, તે કૈલાસબહેન આગળ એ જણાવી દેવા તૈયાર થઇ ગયા.

કહ્યું: 'ગુરુનું મોં એથી બિલકુલ લજાતું નથી.'

'તમે કહો તેથી હું શી રીતે માનું? ગુરુને ઘેર તો રાજા

અને રંકનો ભેદ ન હોવો જોઇએ. સાંદિપનિના આશ્રમમાં કૃષ્ણ–સુદામો ગુરુને મન સરખા હતા.'

'સાંદિપનિને આપણે યાદ કરીએ છીએ, એમના ગુરુપણાને લીધે નહિ. એ તો ચંદ્રની જેમ પારકા તેજે પ્રકાશિત છે. કૃષ્ણ–સુદામો એમના વિદ્યાર્થી ન હોત તો એમને કોણ ઓળખત? એટલે એ ગુરુ ભલે ગણાય. ગુરુવર્ય–ગુરુઓમાં શ્રેષ્ઠ–અનુકરણ કરવા લાયક ગુરુ હું એમને માનતો નથી.'

કૈલાસે ટટાર થઇ, કટાક્ષના વ્યંગમાં પૂછ્યું: 'તો તમે કોને ગુરુવર્ય માનો છો?'

શિવપ્રસાદે કૈલાસબહેનની આંખમાં આંખ પરોવતાં કહ્યું: 'મારો આદર્શ ગુરુ બ્રાહ્મણ હોય, પણ એનામાં બામણવેડા ન હોય, બ્રહ્મતેજ હોય. એ તેજમાં જ્ઞાન પણ હોય અને અગ્નિ પણ હોય. એ પોથી ઝાલી શકે, અને શસ્ત્ર પણ ઝાલી શકે. અપમાનનો બદલો લેવા એ મિત્રની મિત્રતા પણ ભૂલી દુશ્મન બની જાય અને જેનો આશ્રિત હોય તેનો નમ્ર સેવક પણ થઈ રહે. પુત્ર માટે એ શિષ્યને ઓછી વિદ્યા આપે, અને શિષ્ય માટે એ પરાયાનું તેજ પણ હરી લે. અને વખત આવ્યે એ જ પ્રિય શિષ્ય સામે પણ શસ્ત્ર ઝાલે. પોતાના દીકરા કરતાં પોતાનો જીવ સુદ્ધાં અધિક ન માને, જીતના આરે આવેલી બાજી, દીકરો ભોગવવાનો ન હોય તો મૂકી દે. આમ જેનામાં જ્ઞાન હોય છતાં જ્ઞાન વ્યવહાર આડે ન આવે, શિષ્ય પ્રત્યે પ્રેમ હોય છતાં એ પુત્રપ્રેમ આડે ન આવે, એવો મારો ગુરુવર્ય–આદર્શ ગુરુ કોણ એ ખબર છે?'

કૈલાસબહેન તો પતિના મોંમાંથી જે શબ્દો બોલાતા હતા એ સાંભળતાં જ આભાં બની ગયાં હતાં. એમને જવાબનો પ્રત્યુત્તર આપવાની પણ સુધ ન હતી.

પોતાની જાતે જ જવાબ આપતાં શિવપ્રસાદે કહ્યું: 'મારો એવો આદર્શ ગુરુવર્ય તે દ્રોણ!'

તે જ વખતે બકોર ભગત ખાટલામાં બેસીને, ખોળામાં આડા પડેલા ગોવિંદને કહી રહ્યા હતા: 'બેટા! માસ્તરનો એમાં કશો વાંક નથી. દ્રોણ ગુરુ ય અર્જુન કરતાં અશ્વત્થામાને વધારે વિદ્યા આપવા કપટ કરતા હતા.'

ગોવિંદ નિશાળમાં માસ્તરે માર્યો હોય તેની કોઈ વાત બકોર ભગતને કહેતો નહિ. પરંતુ આજે એને માર પણ વિદ્યાર્થીઓની કલ્પના બહાર પડયો હતો એટલે એ વાત એના મિત્રોએ ભગતને કરી હતી.

ભગતે એમના સ્વભાવ પ્રમાણે ગોવિંદને ઠપકો આપ્યો. તોફાન ન કરવા શિખામણ આપી. ગોવિંદે તોફાન કર્યાનો ઈન્કાર કર્યો અને એને કેમ માર્યો એ જેમ બધાં છોકરાંના અંતરમાં વસી ગયું હતું, તે કારણ આપ્યું.

પ્રથમ તો ભગતને ગળે ન ઊતર્યું. પછી માસ્તરના એવા હલકા સ્વભાવ માટે ખોટું લાગ્યુ. પરંતુ તે સાથે જ દ્રોણ ગુરુનો દાખલો યાદ આવતાં એમનું મન હલકું થઈ ગયું. થયું—ગુરુ હોય કે દેવ હોય, દરેકને પોતાના બાળક માટે શું શું કરવાનું મન નથી થતું? એટલે દ્રોણનો દાખલો જોતાં એમને માસ્તરનો એમાં કંઈ દોષ ન દેખાયો. ગોવિંદને એ રીતે શિખામણ આપતાં એમણે ઉપર પ્રમાણે કહ્યું.

પાંડવો–કૌરવો અને રામ–લક્ષ્મણની વાતો ગોવિંદને ભગતે ઘણી કરી હતી, સાંજે એમાંની એકાદ વાત સાંભળ્યા વગર ગોવિંદ ઊંઘતો જ નહિ. દુર્યોધન અને એના બીજા ભાઈઓ વર્ગમાં ભણવા બેસતા. અર્જુન અને બીજા પાંડવોને બહાર બેસવું પડતું. છતાં

દ્રોણગુરુ ભણાવવામાં ભેદ ન રાખતા. કૌરવો જેટલી જ પાંડવોને વિદ્યા આપતા, એવી વાત ગોવિંદે ભગત પાસેથી સાંભળી હતી. એટલે નવી–કપટની–વાત આવતાં ગોવિંદ સૂતો હતો તે બેઠો થતાં બોલ્યો: 'દાદા! તમે તો એમ કહેતા હતા ને, કે ગુરુ કોઇની વચ્ચે વેરોઆંતરો રાખતા નહિ.'

'એ ખરું.' ભગતે કહ્યું: 'એ તો પાંડવો–કૌરવો વચ્ચે, બાકી એમના દીકરા અશ્વત્થામા અને અર્જુન વચ્ચે ભેદ રાખતા.'

'કેમનો?'

'તે દહાડે તો બધા વિદ્યાર્થીઓને ગુરુને ઘેર કામ પણ કરવાનું હોય. એટલે પાણી ભરવા બધાને મોકલે ત્યારે પોતાના દીકરાને પહોળા મોઢાનો ઘડો આપે અને અર્જુનને સાવ સાંકડા મોઢાનો.'

'એમ શું કામ?'

'પહોળા મોઢાના ઘડામાં વહેલું પાણી ભરાઇ જાય એટલે એમનો દીકરો સૌથી વહેલો આવતો રહે. અર્જુનને સૌથી મોડું થાય. એટલીવારમાં દીકરાને વધારે વિદ્યા આપી દે.'

'દાદા! એવા મોટા ગુરુ પણ એવું કરતા?'

'બેટા, પોતાના દીકરા માટે દરેક એવું કરે છે. હું તને કે'વો વહાલથી ખોળામાં લેઉં છું, રમાડું છું, જમાડું છું અને એવું બીજા કોઈના માટે કરું છું?'

'દાદા! હું તો દ્રોણને સારા ગુરુ ના કહું.'

'ના બેટા! એમના વિષે એવું ન બોલીએ. પાપ લાગે.'

'પણ દાદા.........'

'હા. ખરું બેટા, પણ અર્જુન માટે એમણે ઓછું નથી કર્યું.'

'શું કર્યું ?'

'એક ભીલનો છોકરો હતો. એકલવ્ય એનું નામ. એને પણ દ્રોણ ગુરુ પાસે બાણુવિદ્યા શીખવાની ઇચ્છા થઈ. દ્રોણ પાસે આવ્યો. પણ દ્રોણે એ ભીલ હતો એટલે ભણાવવાની ના પાડી.'

વાતને ત્યાં જ અટકાવતાં ગોવિંદે પૂછ્યું: 'દાદા! તમે તો રોજ કહો છો કે આજના કરતાં તે દહાડાના લોકો સારા. પછી ભીલને કેમ ના ભણાવ્યો? આજે અમારી નિશાળમાં ભીલનો એક છોકરો આવે છે.'

બકોર ભગત પાસે એનો જવાબ ન હતો એટલે એ બોલ્યા: 'ગાંડા! એવા સવાલ કર્યા વગર મારી વાત સાંભળ ને. એ ભીલનો છોકરો ના કહ્યું એટલે એને ઘેર જંગલમાં પાછો ગયો. દ્રોણના જેવી માટીની એણે મૂર્તિ બનાવી, એને ગુરુ માન્યા. અને બાણુવિદ્યા ભણ્યો.'

ગોવિંદ પાછો વચ્ચે બોલ્યો: 'પણ માટીની મૂર્તિ, દાદા, શા રીતે ભણાવે?'

'તારો આ સ્વભાવ, ગોવિંદ, બહુ ખોટો છે.' બકોર ભગતે કહ્યું: 'દેવ મોટા નથી, આસ્થા મોટી છે. માટીની મૂર્તિ તો શું પણ પથરાને દેવ માની સાચી ભક્તિ કરે તો એ પણ ફળે.' ગોવિંદ એટલું ઊંડું નહિ સમજે માની એમણે કહ્યું: 'એ બધું તું મોટો થઈશ ત્યારે સમજાશે. પેલો ભીલનો છોકરો તો વિદ્યા શીખી રહ્યો એટલે દ્રોણ પાસે ગયો. બધી વાત કહી. દ્રોણને એ માન્યામાં તો ન આવ્યું, એટલે એમણે ખાતરી કરવા પરીક્ષા કરી. ભીલનો છોકરો તો જબરો બાણાવળી લાગ્યો. દ્રોણને બીક પેઠી કે આ તો અર્જુનને હરાવે તેવો હોશિયાર છે.'

ગોવિંદથી બોલ્યા વગર ન રહેવાયું: 'દાદા! દ્રોણ ગુરુ પછી તો ખુશ ખુશ થઈ ગયા હશે.'

'ના, બેટા.'

'કેમ?'

'એમને એક જ ફીકર પેઠી કે એની વિદ્યા શી રીતે લેઈ લેવી.'

'શું કામ?'

'અર્જુન કરતાં એમનો કોઈ શિષ્ય આગળ જાય તેમ એમને ગમતું ન હતું.'

'પછી શું કર્યું?'

'એકલવ્યને કહ્યું: 'તું મને ગુરુ માની વિદ્યા તો શીખ્યો, પણ તેં ગુરુદક્ષિણા આપી નહિ.'

"એણે કહ્યું: 'એ આપવા તો ગુરુ આવ્યો છું.'

"દ્રોણે પૂછ્યું: 'બોલ શું આપે છે?'

"એકલવ્યે કહ્યું: 'તમે જે માગો તે.'

"દ્રોણે ખાતરી કરી: 'હું જે માગીશ તે આપીશ?'

"એકલવ્યે ખાતરી આપી: 'મારો જીવ માગશો તો પણ આપીશ.'

"દ્રોણે માગ્યું: 'તો તારા જમણા હાથનો અંગૂઠો કાપી આપ."

'એકલવ્યે જમણા હાથનો અંગૂઠો કાપી આપ્યો.'

ગોવિંદે પૂછ્યું: 'પણ એમને અંગૂઠો શું કરવો 'તો?'

ભગતે કહ્યું: 'ના સમજ્યો? એ અંગૂઠા વગર બાણ મરાય

નહિ. પછી એનો બાણુવિદ્યા નકામી. અર્જુનને પછી એ શી રીતે હરાવે ?'

ગોવિંદ પોકારી ઊઠયો: 'દાદા! આવા ગુરુને તમે સારા કહો છો? એક તો એને ભણાવ્યો નહિ. જાતે ભણ્યો છતાં ગુરુદક્ષિણા આપવા આવ્યો ત્યારે એની વિદ્યા લેઈ લીધી ! '

બકોર ભગતે કહ્યું: 'બેટા ! દ્રોણ ગુરુ સામે તારે નથી જોવાનું '

'ત્યારે ?'

'તું ગુરુ નથી. તું તો શિષ્ય છે. તારે એકલવ્ય સામે જોવાનું છે.'

'એટલે ?'

'એકલવ્ય જેવો થા.'

'ના, મારે નથી થવું. હું તો એવો અંગૂઠો કદી ના કાપી આપું. '

'બેટા ! તારે અંગૂઠો ય ક્યાં કાપી આપવાનો છે? અને ગુરુદક્ષિણા ય ક્યાં આપવાની છે? તું તો ગુરુ પાસે મફત વિદ્યા ભણે છે. કોઈ દહાડો દૂધ, શાક આપ્યાં હશે તેના કરતાં કિલાસ-ઓને તને વધારે ખવડાવ્યું છે. સુશીલા તને વહાલી નથી?'

ગોવિંદે ડોકું હલાવી કહ્યું: 'છે.'

'તો એકલવ્યે, વગર વિદ્યા ભણ્યે, ગુરુને દક્ષિણામાં અંગૂઠો કાપી આપ્યો, તો તારાથી પહેલો નંબર નથી અપાતો ?'

ગોવિંદ બોલી ઊઠયો: 'દાદા! એમ કહીને તમે તો મારો નંબર અપાવવાની વાત જોડી કાઢી.'

બકોર ભગતે મોટી મૂછો ગોવિંદના ગાલ ઉપર પસારી બચી ભરતાં, વહાલ કરીને કહ્યું: 'સુશીલાને તારાથી એક નંબર અપાતો નથી, પછી એ તને વહાલી છે એમ હું શી રીતે માનું?'

ગોવિંદે તરત કહી નાખ્યું: 'દાદા ! કાલથી સુશીલાનો પહેલો નંબર, બસ ?'



## દસ વર્ષ પછી

૧૬

મેટ્રિક પાસ થયો ત્યાં સુધી ગોવિંદને કાંઇ મૂંઝવણ ન હતી. મોહનપરાથી ત્રણ ગાઉ દૂર નડિયાદ હતું એટલે મેટ્રિક સુધી એ ઘેરથી આવજાવ કરીને ભણ્યો. ફક્ત ફીનું જ ખર્ચ આવતું, અને એ કંઈ ભારે ન હતું કે એને ભણતર બંધ કરી દેવું પડે.

પરંતુ મેટ્રિક પછી શું કરવું તે પ્રશ્ન એને મૂંઝવી રહ્યો હતો.

એના મનમાં બે વિચારોનું સરખું જોર હતું. ભણતર વગરનું જીવન ધૂળ છે અને ઘરડા દાદાને, જેણે માની જેમ મળમૂત્ર ધોઈ મોટો કર્યો છે તેને આ ઉંમરે મૂકી પોતાના સ્વાર્થ ખાતર શહેરમાં ભણવા જવું, એ પણ એટલું ધૂળ છે! બે મહિના ઉપર જ બકોર ભગત પંદર દિવસ માંદા રહ્યા હતા. હવે તો ઠીક હતું, પરંતુ એમ ફરી પડે તો એમનું કોણ? ફળિયાવાળાં જો કે ચાકરી કરે,

પણ ગોવિંદની પોતાની ફરજનું શું? દાદાનો વિચાર આવતાં એની આંખમાં ઝળઝળિયાં આવી જતાં. એને ભણતર ઉપર તિરસ્કાર છૂટતો. થતું કે મોહનપરામાં મેટ્રિક સુધી નથી ભણેલા તે જીવી શકે છે તો પછી પોતે શા સારુ એવો મોહ રાખી રહ્યો છે કે એણે કોલેજમાં જવું જ ?

પરંતુ આ બધી ગડમથલમાં ગોવિંદને અટવાવવું ન પડ્યું. બકોર ભગતે એને એક રસ્તો જ પસંદ કરવાનો કહી દીધો. એમના પોતાના મનમાં મોહનને–એમના દીકરાને–અંગ્રેજી ભણાવવાનો ઘણો ઉમળકો હતો. પરંતુ એ પૂરો થયો ન હતો. ગોવિંદ આખા ગામમાં, હોશિયાર છોકરો ગણાતો એટલું જ નહિ પણ સમજુ પણ એવો જ ગણાતો. અંગ્રેજી ભણતર ઉપર ગામડામાં એક જાતની જે સૂગ હોય છે, છોકરાઓને વંઠી જવાની, એ ગોવિંદે ભૂંસી નાખી હતી. કૂવેથી દિવસે પાણી ભરી લાવતાં એને શરમ ન આવતી. વાસણ પણ એ ફળિયામાં માંજવા બેસતો. બકોર ભગતથી ચલાતું નહિ ત્યારે એમનો ઝાડો પણ એ વાળીને નાખી આવતો. એટલે લોકો કહેતા કે ભણતર પરમાણ તો ગોવિંદનું.

એવા છોકરાનું ભણતર અટકે એ બકોર ભગતથી શી રીતે સહેવાય ? એમણે એને ચોખ્ખું કહી દીધું હતું કે કોઈ ઉપાયે તારે આગળ ભણ્યા વગર રહેવાનું નથી. અમારું પાનું મોહનપરા સાથે જડાયું છે તે જેમ તેમ કરીને પૂરું કરીશું. પરંતુ અમારો દહાડો ગયો તેમ હવે તમારો દહાડો ગામડામાં નહિ જાય. ને જશે તો ઢોર જેવો. એટલે મારી ચિંતા કરી તું ભણવાનું માંડી વાળે એ કોઈ ઉપાયે બનવાનું નથી. ખર્ચનો વિચાર એમણે નહોતો કર્યો એમ નહિ.

શિવશંકર મહારાજ ખાટલાવશ હતા. બચશે કે નહિ એની

શંકા હતી. એમણે આખી જિંદગીમાં હજાર રૂપિયાની મૂડી ભેગી કરી હતી તે થાપણ તરીકે બકોર ભગતને સોંપવાની હતી. કારણ કે, એમના પછી નર્મદાને મંદિરમાં રહેવાનું ન થાય તો ? પૂજા એ ન કરી શકે એ તો ખુલ્લું હતું. બીજો કોઈ પૂજારી તો લાવવો પડવાનો. ગામલોક કદાચ નર્મદાને કાઢી ન મૂકે, છતાં એ નવા પૂજારી સાથે બને એની શી ખાતરી ? માદીકરાને આ જમાનામાં નથી બનતું તો આમાં શો ભરોસો ? એટલે શિવશંકર મહારાજ પોતાની મૂડી બકોર ભગતને સોંપી જવાના હતા. હાલ એની એમને જરૂર ન હતી. નર્મદાને પણ એવો પ્રસંગ આવે તોપણ તાત્કાલિક એની જરૂર ઊભી થવાની ન હતી. એટલે એમાંથી ગોવિંદને ભણવાની વ્યવસ્થા થઈ રહેતી હતી.. બકોર ભગત અને ગોવિંદ ઉપર, મહારાજને પૂરો વિશ્વાસ હતો. સરકારને ઘેર એ થાપણ જેટલી સલામત ન હતી એટલી તેમની પાસે સલામત હતી. એ વાત ગોવિંદને બકોર ભગતે કરી હતી. એમણે સાથે કહ્યું હતું પણ ખરું—બામણનો પૈસો આપણે કંઈ અમસ્થો નથી રાખવો. ગોવિંદે પૂછેલું કે, આપણે તો દૂધે ધોઈને આપવા માગતા હોઈએ, પણ ન આપી શકયા તો ? ભગતે ગોવિંદની સચ્ચાઈથી ખુશ થતાં કહ્યું હતું—એવું બને એમ હોય તો હું હા જ ન પાડું. ઘર અને જમીન હજાર કરતાં વધારેનાં છે, એટલે ત્યાં સુધી તારે કે મારે ફીકર કરવાનું કારણ નથી.

ગોવિંદે હા પાડી હતી. ગુજરાત કૉલેજમાં દાખલ થવા અરજી પણ કરી હતી. છતાં એના અંતરમાં થતું હતું કે પોતે પોતાના પગ ઉપર ઊભો રહીને ભણી શકયો હોત તો સારું. આથી દાદા વધારે દુઃખી થવાના. એ કોળિયા ધાન, નિરાંતે ખાતા હતા તે પણ નહિ ખાય. પોતાના ખર્ચને પહોંચી વળવા એ પેટે પાટા બાંધશે. પોતે ભણીને એમને સુખી કરવાનાં સ્વપ્ન સેવે છે, પરંતુ ત્યાં સુધીમાં એ જતા રહ્યા તો ?

ગોવિંદને ભણવું હતું, પરંતુ એની આગળ જુદું ચિત્ર ખડું થતું. પોતે અમદાવાદ ઓરડી રાખીને રહે. દાદાને પણ લેતો જાય. એ ટ્યુશન કરીને ખર્ચ કઢાય તો જ એ મજુર કરેશ. પરંતુ એ સ્વપ્ન હાલ ફળે એમ ન હતું. એક બે વર્ષ પછી એ સ્વપ્ન સાચું પાડવાની એને ધગશ હતી. અને ત્યાં સુધી ન છૂટકે ઘેરથી ખર્ચ લેવું એમ એણે મનને પરાણે મનાવ્યું હતું.

એની એ મૂઝવણનો જ પડઘો પાડતો હોય તેવો એક લેખ 'કલ્યાણ' દૈનિકમાં એના વાંચવામાં આવ્યો.

"ગરીબ વિદ્યાર્થીઓની કેળવણીનો પ્રશ્ન"

તંત્રીએ એ લેખની આગળ પોતાની નોંધ નીચે પ્રમાણે મૂકી હતી:

[ નિવૃત્ત સેસન્સ જજ શ્રી રામરાય દીવેટિયાનો આ લેખ ઘણો મનનીય છે. આપણા ધનિકો જો ધારે તો આ રીતે ગરીબ વિદ્યાર્થીઓને માટે ભવિષ્ય ઉજળું કરી શકે. એ પ્રમાણે ગરીબ વિદ્યાર્થીઓ પણ તૈયારી બતાવે તો એ પોતે કોઇની દયા ઉપર જીવવાને બદલે પોતાના પગ ઉપર ઊભા રહી, સ્વાશ્રયી બની કેળવણી લેઈ શકે. શ્રી દીવેટિયાની માગણી પ્રમાણે અમે આશા રાખીએ છીએ કે કોઈ ને કોઇ વિદ્યાર્થી આ કીમતી તક ઝડપી લેશે. —**તંત્રી.**]

શ્રી રામરાય દીવેટિયાના લેખનો ધ્વનિ ટૂંકમાં આ પ્રમાણે હતો: "આજે આપણા ગરીબ વિદ્યાર્થીઓમાંથી ઘણાને એમની ઉજ્જ્વળ વિદ્યાર્થી તરીકેની કારકિર્દીનો ગરીબાઈને લીધે અંત લાવી દેવો પડે છે. આ દેશમાં હજુ કેળવણીની કિંમત સમજાઈ નથી. થોડી કંઇ સ્કોલરશીપો અને મદદ છૂટીછવાઈ અપાય છે તે પણ નાતજાતના વાડાઓની મર્યાદામાં રહીને. વિદ્યાર્થીઓને મદદ કરવામાં પણ નાતજાત જોવી એ હાસ્યાસ્પદ છે, પરંતુ એ પ્રશ્ન

અહીં અસ્થાને છે. મતલબ કે, આવી સ્કોલરશીપથી એ પ્રશ્ન જેટલો નહિ ઉકલી શકે તેટલો સરળ એ પ્રશ્ન બીજી રીતે ઉકલી શકે તેવો છે. આપણા ધનિકો ગરીબ વિદ્યાર્થીઓને પોતાને ઘેર રાખે. એમને લાયક એમની પાસે કામ લે. એ રીતે શહેરના ધનિકો એકએક વિદ્યાર્થીને પોષે તો પણ હું માનું છું કે ગરીબ વિદ્યાર્થીઓ ઓછા પડશે અને ધનિકોનાં ઘર વધી જશે. આ વિચાર કરતાં મને અમેરિકાના વિદ્યાર્થીઓ યાદ આવે છે. અમેરિકામાં ગરીબાઇને લીધે વિદ્યાર્થી ન ભણી શકે તેવું બનતું નથી. લાંબી રજાઓમાં વિદ્યાથીઓ નોકરી કરી પૈસા કમાઇ લે છે. અને તે એટલા સુધી કે હોટલમાં વાસણ માંજવાનું કામ કરતાં પણ વિદ્યાર્થીઓ શરમાતા નથી. એ વિદ્યાર્થીઓની જેમ આપણા વિદ્યાર્થીઓએ પણ કામ કરવાની શરમ છોડવી જોઈએ. વાસણ અને કપડાં ધોવાના કામની પણ એમને શરમ ન આવવી જોઇએ. બીજી બાજુ ધનિકોએ એમને એ કામ સોંપતી વેળાએ એમને નોકર જેમ હલકા ગણવા ન જોઇએ. ઘરમાં એમની સાથેનો વર્તાવ એક કુટુંબીજન તરીકે થવો જોઇએ. કામ એમના અભ્યાસને બાધ ન આવે તે પ્રમાણે સોંપવું જોઇએ. હું માનું છું કે આપણા ગરીબ દેશમાં ગરીબ વિદ્યાર્થીઓ દાન ઉપર ભણવા કરતાં આ રીતે ભણતા થાય તો એમને પોતાને માથે થોડો બોજો લાગે, છતાં સ્વાશ્રયથી ભણાંત એમની બુદ્ધિમાં ચમકારો આવશે, અને દાન સ્વીકારવાની લાચારીમાંથી બચી જશે. મેં પોતે આ રીતે વિચારીને એક વિદ્યાર્થી મારે ઘેર રાખવા નક્કી કર્યું છે. મારા ઉપરના વિચારો જે વિદ્યાર્થીને કબૂલ હોય તે મને નીચેના સરનામે પત્ર લખે—રામરાય દીવેટિયા, ૭૧, ગોકુળ, એલીસબ્રીજ, અમદાવાદ. "

રામરાયે એ લેખમાં જે માગણી કરી હતી એમાં ગોવિંદને ન

સ્વીકારવા જેવું કંઈ ન હતું. વાસણ માંજવાં, કપડાં ધોવાં કે પુંજો કાઢવા જેવું હલકું ગણાતું કામ કરતાં ગોવિંદને બિલકુલ શરમ ન હતી. મોહનપરામાં ગામ વચ્ચે થઈને એ પાણી ભરવા જતો આવતો, પછી ત્યાં બંગલામાં નળથી પાણી ભરવું એ એને માટે રમત હતું.

વળી રામરાય દીવેટિયા સાથે એની બીજી સ્મૃતિ પણ જડાયેલી હતી. એ ખોવાઈ ગયો હતો, એની ઝાંખી એને રહી ન હતી. પરંતુ મોટો થતાં એણે બકોર ભગતને મોઢે જજ સાહેબ અને તેમનાં પત્નીની માયાની વાતો અનેકવાર સાંભળી હતી. પોતાનો દીકરો એમના પ્રતાપે પાછો મળ્યો, એ ચિત્ર રજૂ કરી એ ગળગળા થઇ જતા. અને એમને ઘેર જે રીતે પોતે રાત રહ્યા હતા, તે બધો પ્રસંગ હરવખત એટલા જ પ્રેમાવેશમાં એ કહેતા કે એમાં નવીન કંઇ ન હોવા છતાં ગોવિંદ ઉત્સુકતાથી દર વખત સાંભળતો.

લેખકની ઓળખ આપતાં 'નિવૃત્તિ સેસન્સ જજ' એમ તંત્રીએ એ લેખની નોંધમાં ઉલ્લેખ કર્યો હતો એટલે રામરાય એ જ હશે કે બીજા એની ગોવિંદને શંકા રહી ન હતી. બકોર ભગતની એ વાતોથી કોઈ કોઈ વખત એમને નીરખવાની એને વૃત્તિ જાગતી. પરંતુ એવા મોટા માણસની પાસે જવાનો વિચાર ગોવિંદને શી રી આવે? આટલાં વરસ થઈ ગયાં, એ પ્રસંગ એમને યાદ પણ નહિ હોય, અને હશે તો પણ ગોવિંદ જઇને ઊભો રહે તો એ ઓળખે તો નહિ જ. વળી એમણે બીજા કોઈ છોકરાને તે પછી પોતાનો કરી લીધો હશે. એવો ભાગ્યશાળી છોકરો કોણ હશે એ જોવાનું પણ ગોવિંદને મન થઈ આવતું.

રામરાય, કપિલાબહેન અને અજ્ઞાત એવો કોઇ યુવક, એમ ત્રણેને નીરખવા ગોવિંદનું હૈયું ઉછળી રહ્યું. હૈયે પડઘો પણ પાડયો

કે, પોતે એ જ ગોવિંદ છે, જે પોતે ખોવાઇને અહીં આવી ચડયો હતો, એ જાણતાં એ રાખ્યા વગર નહિ રહે. બીજો પણ વિચાર ગોવિંદને આવ્યો—મારા માટે જ એમને એ પ્રેરણા કેમ ન જાગી હોય? આટલા વર્ષ સુધી એ વિચાર ન આવ્યો ને આ વરસે કેમ આવ્યો? ગઇ સાલ આવ્યો હોત તો? એક વિદ્યાર્થી દાખલ થઇ ગયો હોત તો પોતાનો વારો કહો આવત? જરૂર ભગવાને આ હોડકું પોતાને માટે જ મોકલ્યું છે. વિચાર કર્યા વગર એમાં બેસી જવું જોઇએ.

ગોવિંદે મનમાં ને મનમાં નક્કી કર્યું કે પોતે એ પ્રસંગવાળો ગોવિંદ છે, એ બિના પ્રથમ જાહેર ન કરવી. ગમે તે વિદ્યાર્થી એ વાંચીને આવે તે રીતે જવું. ફક્ત કોઇ હિસાબે પાછા ન આવવું. એણે તરત અરજીના રૂપમાં પત્ર લખવા માંડયો.

એ પત્ર એણે ત્રણ વખત વાંચ્યો, સુધાર્યો અને પછી સુંદર અક્ષરે એની નકલ કરી. પત્ર લખાઈ રહેતાં એ પરબિડિયા ઉપર શિરનામું કરવા જતો હતો ત્યાં વિચાર આવ્યો. કરવું તો કામ પાકે પાયે કરવું. હેડમાસ્તરનો ભલામણપત્ર પણ સાથે બીડવો. આવતી કાલે નડિયાદ જઇ, એ મેળવ્યા પછી ત્યાંથી પત્ર પોસ્ટ કરી દેવો. બંકાર ભગતથી આ બધું હમણાં છાનું રાખવું એમ એણે નક્કી કર્યું હતું.

એમાં બે ત્રણ કારણો હતાં. રામરાય દીવેટિયાના વાત જાણે એટલે ના ન પાડે. છતાં એક રીતે ના પાડવાનું કારણ, બ્રાહ્મણનું ખાવું એને એ પાપ સમજતા હતા. એટલે કદાચ ના પાડી બેસે તો નવાઇ નહિ. ગોવિંદના બાળસંસ્કાર હવે એવા રહ્યા ન હતા. દાદા બ્રાહ્મણ અંગે જે રીતે વિચારતા તે બધી સૃષ્ટિ

ઉપર એને હસવું આવતું. પરંતુ દાદાના દિલને દુઃખ ન થાય તે માટે એમની સામે એ દલીલબાજી કરતો ન હતો. બીજું પણ ના પાડવાનું કારણ હતું. પોતાનો દીકરો પારકે ઘેર જઇ ઘરકામ જેવું હલકું કામ કરે એ એમનાથી ન વેઠાય—જમીન વેચવી પડે તો બહેતર. વળી પૈસાની વ્યવસ્થા ન થઇ હોત તો દીકરાને ભણવા માટે એવો કડવો ઘૂંટડો ભરવાનું ન છૂટકે સમજાવી શકાય, પરંતુ એની વ્યવસ્થા થઇ ગઈ હતી. એટલે હમણાં જે કરવું તે દાદાને જણાવ્યા વગર કરવું, એમ ગોવિંદે મનથી વિચાર્યું હતું.

રાતે સૂતી વખતે પણ એને એ ના એ વિચારો આવ્યા. રામરાય અને કપિલાબહેન એની કલ્પનામાં હસી રહ્યાં હતાં. એમની માયામાં એ નાહી રહ્યો હોય તેમ રાત્રે એને સ્વપ્ન પણ આવ્યું. એ સ્વપ્નમાં એણે જે કુટુંબીજન તરીકે પોતાનું સ્થાન જાણે મેળવ્યું, એમાંથી જાગીને જોતાં એનો વિચાર બદલાઇ ગયો.

જેને ઘેર કુટુંબીજન તરીકે જવાનું છે, તેને અરજી કરવાની શાની હોય? ભલામણની જરૂર શી? ગુજરાતી ધોરણમાં 'ભલામણ-પત્ર વગરનો ઉમેદવાર' એ પાઠ એ ભણ્યો હતો, એ સાંભરી આવ્યો. એનો બોધ પ્રત્યક્ષ થયો. પોતાની વર્તણૂક એ જ માણસની મોટામાં મોટો ભલામણપત્ર કહેવાય. એ વિચારમાં ને વિચારમાં એણે દાતણ કરી રહેતાં નક્કી કરી નાખ્યું કે આજે જ એમને બંગલે પહોંચી જવું. પૂછે તો કહેવું કે કુટુંબીજન તરીકે આવ્યો હોય. એને અરજી કરવાની શાની? આગળથી ખબર આપવાની શાની?

જાણે એ જવાબથી જ રામરાય ખુશ થઇ જશે એ ગણતરીમાં ગોવિંદ પોતાની વર્તણૂક વિષે વિચારી રહ્યો. કુટુંબીજન હોય તો માણસ કેમ વર્તે, એની એ કલ્પના કરવા લાગ્યો. રામરાય સાથે

એને કુટુંબીજન જેવો પરિચય હોય તો પોતે કેવી રીતે એમની સાથે વાત કરે, એ બધું એ ગોઠવવા લાગ્યો.

અને અમદાવાદ જવાની તૈયારી કરતાં એણે બકોર ભગતને કહ્યું: 'દાદા ! હું અમદાવાદ જાઉં છું. એક પૈસાદાર માણસે છાપામાં જાહેર કર્યું છે કે કોઇ લાયક વિદ્યાર્થીને મારે ઘેર રાખી ભણાવવા હું તૈયાર છું. એ મારા ઘરનો માણસ હોય એ રીતે એને રહેવાનું છે. વિદ્યાર્થી લાયક હોવો જોઇએ, એ એક શરત છે.'

બકોર ભગત પૂછપરછ કરવા લાગ્યા, પરંતુ હું એક વખત ત્યાં જઇ આવું, શી વાત છે તે રૂબરૂ જોયા વગર શી ખબર પડે, એમ જવાબ આપી ગોવિંદે દાદાને ઠંડા પાડયા. અને દોઢ વાગે નડિયાદથી ઉપડતી ગાડીમાં અમદાવાદ જવા એ રવાના થયો.



૧૭

એલીસબ્રીજ સ્ટેશનની નજીકમાં ગોકુળ નિવાસ આવ્યો હતો. માણસથી અંદર ન જોઇ શકાય એટલું ઊંચું બંગલાનું કમ્પાઉન્ડ હતું. ઝાંપા પાસે પાસે બે હતા. એક મોટો હતો, તે વાહન જવાઆવવા માટે હોઇ બંધ રહેતો. બીજો બંગલો ખાલી વાસેલો રહેતો. એની બંને બાજુ ઊભેલા થાંભલા ઉપર આરસની નાની બે તકતીઓ હતી. એકમાં અંગ્રેજી અક્ષરમા લખેલું હતું, બીજીમાં ગુજરાતીમાં રામરાય દીવેટિયા, ૭૧, ગોકુળ.

ગોવિંદે એ તકતી પ્રથમ જોઈ. ઝાંપા આગળ જતાં સામે બંગલો દેખાયો. બીજા માળે જે ગેલેરી કાઢેલી હતી તેમાં સીમેન્ટના મોટા અક્ષરે 'ગોકુળ' એમ કોતરેલું હતું.

ગોવિંદે નાનો ઝાંપો ઉઘાડી અંદર પગ મૂક્યો. ચૌદ પંદર વર્ષની રાધા, ઘાઘરી અને કબજો પહેરેલી, બે બાજુના ચોટલા ગૂંથેલી, અને એમાંનો એક ચોટલો હાથમાં ઝાલી એની સાથે રમત કરતી ગોવિંદને ઝાંપો વટાવતાં સામી મળી.

ગોવિંદને સહેજ સંકોચ તો થયો. પરંતુ એ સંકોચને તરત ખંખેરી નાખી, સ્વાભાવિક અને રોજનો પોતે પરિચિત હોય તેમ એણે પૂછ્યું: 'બાપુજી અંદર છે?'

ઉંમરના પ્રમાણ કરતાં ય રાધા બાળક હોય તેમ એ જવાબ સમી ખડખડ હસી. એમ એ હસે ત્યારે એ હા પાડતી હોય, એવો રોજનો જાણે અનુભવ હોય તેમ, સામે મોં મલકાવી ગોવિંદ બંગલા ભણી ચાલ્યો.

ગોવિંદ કોઇ ગામડાનો છોકરો છે એ તરત ઓળખાઇ આવતો હતો. એણે ધોતિયું પહેર્યું હતું. પહેરણ અને માથે ટોપી હતી. આ લત્તાને શોભે એટલો ઉજળો એ પોષાક ન હતો. રાધાને આ યુવક વિચિત્ર લાગ્યો. જો કે એના મુખની કાન્તિમાં એક જાતનું સામાને મુગ્ધ કરે તેવું તેજ
હતું, જે રાધાના અંતરમાં તરત વસી ગયું.

ગોવિંદની આગળ દોડી જઇ, એનો રસ્તો રોકી, એને ઊભો રાખતાં રાધાએ પૂછ્યું: 'કોનું કામ છે?'

'બાપુજીનું'

રાધા ફરી એજ પ્રમાણે હસી. બોલી: 'કોના બાપુજી?'

ગોવિંદે સ્વાભાવિક રીતે કહ્યું: 'આપણા.'

ગોવિંદે ધાર્યું હતું કે આ જવાબથી છોકરી ફરી હસશે. પરંતુ રાધા તો એ જવાબ સમી, પતંગિયાની પેઠે ઊડી. બંગલાનાં પગથિયાં ચડતાં એણે બૂમ પાડી: 'બાપુજી! બાપુજી! તમારો દીકરો આવ્યો છે.'

અને એ સાથે રામરાયને વધામણી આપવા રાધા ધબ ધબ અવાજ કરતી દાદરનાં પગથિયાં કૂદી ગઇ.

રાધાની નીચેની બૂમ રામરાયને ઉપર સંભળાઇ ન હતી. એમણે પુસ્તકમાંથી મોં ઊંચું કરીને કહ્યું: 'રાધા! કોઇને કામમાં ખલેલ કરવું, એ સભ્યતા કહેવાતી હશે કે?'

'પણ હું તો ખુશ ખબર કહેવા આવી છું.'

'તારે ક્યારે ખુશ ખબર નથી હોતી?'

'બાપુજી! આવી ખુશ ખબર આપે કોઈ દિવસ નહિ સાંભળી હોય.'

રાધા એના સ્વભાવ પ્રમાણે ગમ્મત કરતી હતી એમ એના મુખનો ભાવ જોતાં રામરાયને લાગ્યું. એ પુસ્તકમાં નજર માંડતાં બોલ્યા: 'રાધા! હમણાં તું નીચે જા. મને થોડું વાંચી લેવા દે.'

'બાપુજી! મશ્કરી નથી કરતી. મારા જન્મની ખુશખબર કરતાં ય, આ ખુશખબર તમને વધુ આનંદ આપશે.'

રાધાને સાંભળ્યે જ છૂટકો હતો માની રામરાય બોલ્યા: 'જલદી કર. જે કહેવું હોય તે કહી નાખ.'

'તમારો પુત્ર આવ્યો છે.'

રાધા આવી તો કેટલી ય ગમ્મત કરતી એટલે રામરાય કંઈ બોલ્યા વગર હસ્યા.

'સાચું કહું છું. બોલાવું અંદર?'

અને રામરાયના જવાબની આશા રાખ્યા વગર રાધા બહાર જવા લાગી, પરંતુ બારણે પહોંચતાં એ પાછી વળી. બોલી: 'પણ મને એનું શું ઇનામ આપશો?'

રાધાને આમ દરેક વાતમાં ઇનામ માગવાની ભારે ટેવ હતી. હાથમાં પતંગિયું પકડી, મૂઠી બતાવતાં એ પૂછતી: 'બોલો આમાં શું હશે?' 'ખોટું પડે તો શું ઇનામ આપશો?'

રામરાય અને કપિલાબહેન એનાથી ટેવાઇ ગયાં હતાં એટલે તરત કહેતાં: 'તારી મુઠ્ઠીમાં જે છે તે તને ઇનામ.'

કૂતરાને ઘણા વખત પકડી લાવી એ રામરાયને કહેતી: 'હું તમારી દીકરી તો આ તમારો દીકરો નહિ?'

રામરાય હસીને કહેતા: 'તું એની બહેન થતી હોય તો મને પિતા થવામાં કંઇ હરકત નથી.'

ખિજાઈને રાધા બોલતી: 'હું કૂતરાની બહેન થાઉં? જાવ, જાવ, બાપુજી! તમને દીકરીને એવું કહેતાં શરમ નથી આવતી!'

'વાહ રે દીકરી! દીકરીને કહેતાં શરમ ન આવે અને બાપુજીને........'

'હું તો નાનું બાળક કહેવાઉં.'

એટલે આજે પણ રાધા આવો કૂતરો પકડી લાવી હશે એમ વિચારી રામરાયે રોજની ટેવ પ્રમાણે કહ્યું: 'તું જે લાવશે તે તને ઇનામ.'

રાધા આનંદમાં આવી કૂદતી કૂદતી બોલી: 'બેરચી તો નહિ થાવને.'

ડોકું ધુણાવી ના પાડી રામરાયે ચોપડીમાં જોયું.

રાધા બહાર દોડી. મેડે જવું કે નહિ, એનો સહેજ વિચાર કરતો ગોવિંદ નીચે થોભ્યો હતો, તે ઉપર આવ્યો.

રાધાએ કહ્યું: 'ચાલો અંદર. બાપુજી બોલાવે છે.'

અને સાચે જ, રામરાય તો મશ્કરી સમજતા હતા, ત્યાં બારણામાં એક યુવક પ્રવેશ્યો.

રામરાયે ચોપડી ટેબલ ઉપર મૂકતાં કહ્યું: 'આવો.'

રામરાયે જોડેની ખુરશી બતાવતાં કહ્યું: 'બેસો.'

ગોવિંદ બે હાથ જોડી નમન કરીને બેઠો. રાધા પણ બાજુમાં બેઠી.

'ક્યાંથી આવો છો?'

'હું આપનો 'કલ્યાણ'માંનો લેખ વાંચીને આવ્યો છું.'

'હં!' રામરાય ખુરસીમાં ટટાર થતાં બોલ્યા: 'એમાં તો મેં પ્રથમ પત્ર લખવાનું કહ્યું છે......'

વચ્ચે બોલતાં ગોવિંદે કહ્યું: 'પણ મને લાગ્યું કે પત્ર લખવો એ ઠીક નહિ.'

'કારણ?'

'કુટુંબીજન તરીકે જ રહેવાનું હોય તો પત્ર લખવાની, મંજૂરીની અને એવી રીત શા માટે હોવી જોઇએ? રૂબરૂ મળવું. દુ:ખસુખ કહેવું. મદદ મળે એવું હોય તો ઠીક.'

ગોવિંદનો આ જવાબ રામરાયને ગમ્યો હોય તેમ એમના મોંની મુખમુદ્રામાં તેજી દેખાઇ. પૂછ્યું: 'એ આખો લેખ તમે ધ્યાનપૂર્વક વાંચ્યો છે?'

'અહીં આવ્યો છું એથી એ અંગે વિશેષ શી ખાતરી આપું?'

'સમજ્યો.' રામરાય બોલ્યા: 'અહીં શામાં દાખલ થવા માગો છો.'

'ગુજરાત કૉલેજમાં.'

'જગા તો મળશે ને?'

'બોતેર ટકા માર્કસ છે એટલે ખાતરી તો છે.'

'પહેલા વર્ષમાં ને?'

'હા.'

'ઘેર કુટુંબમાં કોણ કોણ છે?'

'એક વૃદ્ધ દાદા એકલા.'

'અહીં શું કામ કરવું પડશે તે જાણો છો?'

'હા.'

'શું?'

'ઘરનાં જે કામ હોય તે. વાસણ માંજવાં, કપડાં ધોવાં, પુંજો કાઢવો......'

'એ થશે?'

'એ મારે નવું નથી. ઘેર એ બધું હું કરું છું.'

રાધા બોલીઃ 'ઘેર તો બે જ જણનું કામ. ગામડામાં ગમે તેમ ચાલે. અહીં આવડો મોટો બંગલો, બાગ, બધું કરવું પડશે. થશે?'

ગોવિંદે કંઈ જવાબ ન આપ્યો.

રાધાએ ફરી પૂછ્યુંઃ 'બાપુજી નિખાલસ છે. કોઈ એક વખત હાએ હા કરીને કશું ન કરે તો પણ એમના આગળ ચાલે. પરંતુ મારા આગળ એ નહિ ચાલે.'

ગોવિંદ છતાં કંઈ ન બોલ્યો.

રાધાએ રોફ કરતાં પૂછ્યુંઃ 'કેમ બોલતા નથી?'

'અધિકાર વગર જે પૂછે તેને જવાબ આપવા હું બંધાયેલ નથી.'

રામરાય ખડખડ હસ્યા.

રાધા રામરાય તરફ ગુસ્સાની નજરે જોતાં ગોવિંદને ઉદ્દેશી બોલીઃ 'તો તમે અહીં નહિ રહી શકો.'

ગોવિંદે કહ્યુંઃ 'એ મારે કે તારે જોવાનું નથી. બાપુજીને જોવાનું છે.'

'તારે' સંબોધન સાંભળતાં રાધા ચમકી. ગાજી ઊઠીઃ

'બાપુજી! આવા ગામડિયા માણસને નહિ રખાય. કેમ કોઈને બોલાવવું તેનું તો એને ભાન નથી.'

ગોવિંદે રાધાને માટે નહિ, પણ રામરાયને માટે જવાબ આપ્યો: 'અમારી ગામડિયા સભ્યતા તો એવી છે કે મોટાંને માન આપવું, એમની આજ્ઞા ઊઠાવવી અને આમન્યા રાખવી. નાનાં સાથે પ્રેમથી વર્તવું અને પ્રેમનાં સંબોધન હમેશ તુંકારથી થાય છે.'

રાધા બોલી: 'તો હું પણ તને તુંકારાથી બોલાવીશ.'

'શહેરની સભ્યતા મોટાંને તુંકારાથી બોલાવવાની હોય તો મને એમાં વાંધો નથી.'

રાધાએ જવાબ આપ્યો: 'શહેરની સભ્યતા શીખવવા જ હું તને હવે અહીં રાખીશ.'

રામરાય બોલ્યા: 'રાધા! આમ તુંકારથી બોલવું એ સારું કહેવાય?'

'અને એ તુંકારો કરે એનું કંઈ નહિ?'

'અરે! તમારું નામ તો પૂછવું ભૂલી જ ગયો.'

'મારું નામ ગોવિંદ.'

'જો ગોવિંદ, ભાઈ! આ ઘરમાં કુટુંબીજન તરીકે તમને રાખવામાં કોઈ જાતનો ભેદભાવ નહિ રહે. પરંતુ રાધા, અમને જેમ હેરાન કરે છે અને તે અમે સહન કરીએ છીએ, તેમ એ સહન કરવાની શક્તિ હોવી જોઈશે. એના વિષેની ફરિયાદ અમારા આગળ તમે કરશો તે નહિ ચાલે.'

ગોવિંદે થોડો વિચાર કરી કહ્યું: 'મારી પણ એવી એક

શરત સ્વીકારવી પડશે.'

'શી?'

'રાધા મારા વિષે કોઈ ફરિયાદ કરે તે આપે નહિ સાંભળવી જોઈએ.'

'એમાં કહેવાનું ન હોય. ન્યાય તો કુટુંબીજન તરીકે બન્ને બાળકોનો સરખો જ હોય.' રામરાયે રાધા તરફ નજર કરતાં કહ્યું: 'સાંભળે છે ને?'

રાધાએ ગોવિંદ સામે જોઈ કહ્યું: 'રાધા ફરિયાદ કરવાનું રાખતી નથી.'

ગોવિંદે આસ્તેથી કહ્યું: 'તો કોઈને હેરાન કરવું ભૂલી જવું પડશે.'

'એક ગામડિયો છોકરો, પરાયા ગૃહે વસી શહેરની છોકરીનાં તોફાન ભુલાવે ત્યારે મારે જીવીને જ શું કામ છે?'

'એ ગામડિયો છોકરો આ ઘરને પારકું નથી માનતો.'

'તો કોઈ પોતાના ઘરમાં નોકરનું કામ પણ નથી કરતું.'

'પોતાના ઘરનું કામ કરવું એ નોકરનું કામ નથી.'

'એ તો મન મનાવવાની વાતો છે.'

'ના, સાચી વાતો છે. ગામડિયો છોકરો આજ સુધી એ કામ ઘેર કરતો આવ્યો છે.'

'તો એની અહીં પરીક્ષા થશે.'

રામરાય બોલ્યા: 'રાધા! ગોવિંદને રાખીશું ને?'

રાધા ગોવિંદ સામે તાકતાં: 'જરૂર. 'બાપુજી છે'? એમ પહેલેથી મારા આગળ ચાલાકી કરીને આવ્યો છે, એટલે એનું પાણી માપી જોવું પડશે.'

રામરાયે કહ્યું: 'તો એમ કરીએ, એ ભાઈનું ઠેકાણું લેઈ લે.

તારાં બા આવ્યા પછી, એમની સાથે છેવટનો નિર્ણય કરીને ભાઈને લખી જણાવીશું.'

કપિલાબહેન એમના ભાઈ બિમાર હતા એટલે મુંબઈ મહિનાથી ગયાં હતાં. આવવાના ચાર દિવસ બાકી હતા. રાધા પણ સાથે ગઈ હતી, પરંતુ એની હાઈસ્કૂલનું ગયે રવિવારે સ્નેહસંમેલન હતું એટલે એ પંદર દિવસ રહીને આવતી રહી હતી.

રાધાએ કહ્યું: 'બા ના કહેશે તો મારે માથે. આ વિચાર તમે બંને છ મહિનાથી કરો છો, પછી એ ના શું કામ પાડે ?'

'એ બાબત નહિ. પણ કોને રાખવો તે.'

'બીજો કોઈ આમ દીકરો થઈને આવનાર હું નથી માનતી કે મળે. અને મળે તો પણ હું તો બીજાને માટે હા પાડવાની નથી.'

રામરાય બોલ્યાઃ 'હું પોતે પણ ના નથી પાડવાનો. એ હા પાડશે એ પણ જાણું છું. પરંતુ આપણો નિયમ છે કે જે નિર્ણય થાય તેમાં દરેકની સંમતિ હોવી જોઈએ.' ગોવિંદ તરફ નજર કરી એમણે ઉમેર્યું: 'મારો મુદ્દો તમે સમજ્યા હશો.'

ગોવિંદઃ 'મને એમાં કંઈ વાંધો નથી. બા આવે ત્યારે મને ફરી બોલાવશો તો પણ આવી જઈશ.'

રાધા હસી. બોલી: 'આ બધી લુચ્ચાઈ હું સમજી ગઈ છું. બા–બાપુજી કહીને કોઈના ઘરમાં ઘૂસી જવાની આ એક ચાલાકી છે. પણ એ ચાલાકી હું ઊંધી ન પાડું તો મારું નામ રાધા...'

વચ્ચે રામરાય બોલ્યાઃ ' ! હવે એમનું સિરનામું લખી લે ને, બીજી લપ કર્યા વગર.'

રામરાયે ગોવિંદને વિદાય કરતાં ખાતરી આપી હતી કે તમને જવાબ હાનો જ મોટેભાગે મળશે.

રાધા એને ઝાંપા સુધી વિદાય આપવા ગઈ ગોવિંદે બે હાથ જોડી કહ્યું: 'નમસ્તે !'

'નમસ્તે !' રાધાએ હસીને સામા નમસ્તે કર્યા.



ગોવિંદ અમદાવાદ જવા નીકળ્યો ત્યારે શિવશંકર મહારાજે એને ખાસ આગ્રહ કરીને કહ્યું હતું કે સવિતાને મળી આવજે, અને કાગળથી એના સમાચાર લખજે. પરંતુ અમદાવાદ આવ્યાં પંદર દિવસ થયા પણ ગોવિંદ સવિતાની ખબર કાઢી શક્યો ન હતો. સરસપુર સુધી જવા જેટલી એને નવરાશ મળે એમ હાલ તરત લાગતું પણ ન હતું.

કારણ કે, બંગલામાં એના સિવાય બીજું કામ કરનાર ન હતું. કપિલાબહેન જાતે રસોઈ બનાવતાં હતાં. ઘરકામ કરવા માટે એક નોકર રાખેલો હતો તે ગોવિંદ આવતાં એના વતનમાં મહિનાની રજા ઉપર ગયો હતો. ગોવિંદ પાસે જે રીતે કામ લેવાતું એ રીતે જોતાં નોકર આવશે તો પણ એને રાખશે કે કેમ એ શંકા હતી. ગોવિંદ નોકરનું આખું કામ કરતો એટલે એની જરૂર પણ ક્યાં હતી?

ગોવિંદ સવારમાં ૪ાા–૫ ની વચ્ચે ઊઠતો. દાતણ, જાજરૂ પતાવી પાણી ભરી લેતો. ઓરડાઓમાંથી કચરો કાઢતો. બંબો સળગાવતો. ફરનીચરને કપડા વતી લૂછી નાખી સાફ કરતો. એ જ પ્રમાણે ઘરનાં બારીબારણાં અને જાળિયાં ચોખ્ખાં બનાવતો. ચમરી વતી ફોટાઓ સાફ કરતો ત્યારે દરેક વખતે કપિલાબહેનનો એક

મોટા ફોટા હતા ત્યાં આવતાં એનો હાથ થંભી જતો. એણે કલ્પ્યું હતું કે, પોતાનું બધું શિરનામું આપીને ગયો હતો એટલે રામરાયની સ્મૃતિ બહાર એ વાત ગઈ હશે, પણ કપિલાબહેન આવતાં પોતાને ઓળખી કાઢશે. આ તો આપણો ગોવિંદ, એમ જાણતાં પોતાને ઉમંગથી બોલાવશે. પરંતુ એમાંનું કંઈ થયું ન હતું. કપિલાબહેન મુંબઈથી આવતાં ગોવિંદને હા તો પાડી. એ પ્રમાણે એને પત્ર પણ લખ્યો. એણે ધાર્યું કે પોતે રૂબરૂ જશે ત્યારે તો એ ભેદ ઊઘડશે. પણ એમાંનું કંઈ ન થયું. રામરાય અને કપિલાબહેન જાણે મોહનપરાના એ ગોવિંદવાળા પ્રસંગને ભૂલી ગયાં હોય તેમ બીજા કોઈ યુવકને રાખેત તેમ એને રાખ્યો હતો.

ગોવિંદને થતું કે પોતે જો એ પ્રસંગ યાદ અપાવે તો જરૂર એમને ખ્યાલ આવે. પરંતુ એવી લાગણી પેદા કરી, કોઈની દયા ઉપર જીવવું, એ ગોવિંદને પોતાને ઠીક ન લાગ્યું. એ પોતે પણ જાણે કંઈ ન જાણતો હોય તેમ ગોકુળમાં વર્તવા લાગ્યો. કામ પ્રમાણમાં એણે ધાર્યું હતું તેથી વિશેષ નીકળ્યું. સવારની ચા પણ એ કરી દેતો. જોકે ટ્રેમાં લેઈ બધાં ટેબલ પર બેસતાં ત્યારે ગોવિંદ પણ કુટુંબીજન બની જતો. એ પોતે ચા નહોતો પીતો એટલે એને માટે કોફી બનાવવાનો કપિલાબહેને હુકમ આપ્યો હતો, કારણ કે વિનંતિથી તો એ કબૂલ થયો ન હતો. ચાર દિવસ કોફી પીધા બાદ ગોવિંદને લાગવા માંડયું હતું કે જો આમ કોફી રોજ પીવાની હોય તો પછી ચા પીવી એ શું ખોટું ?

આમ વર્તાવ કુટુંબીજન જેવો રહેતો, એમાં શંકા ન હતી. બીજી બાજુ, કામ પણ પૂરેપૂરું હતું. શાક લાવવું, બજારમાંથી બીજી પરચૂરણ ચીજો લાવવી, એ ગોવિંદને ધીમે ધીમે સોંપાતું હતું. એ સૌ કરતાં મોટું કામ બાગનું હતું. માળી દરરોજ બે

કલાક આવતો, એ રીતે એને રાખ્યો હતો. પરંતુ એવો કરામી હતો કે એ બે કલાકમાં બાગને વેરણછેરણ કરવાનું જ એ કામ કરતો. ગોવિંદ પોતે ખેડૂત હતો, એને ઘરકામ કરતાં ખેતીનું કામ ગમતું, એટલે બાગનું કામ એણે પોતે સ્વીકારી લીધું હતું. પહેલો વરસાદ પડી ચૂકયો હતો એટલે એવડા વિશાળ બાગમાં ફૂલછોડ અને શોભાનાં વૃક્ષોથી સંતોષ ન માનતાં એણે શાકભાજી ઉગાડવાની યોજના કરી. માંડવા બાંધવા માંડયા અને બાગને પોતાની રીતે તૈયાર કરવા માંડયો. હમણાં એને કૉલેજમાં અભ્યાસ પણ ખાસ ચાલતો ન હતો એટલે વાચનનો બોજો પણ ન હતો.

આમ કામ એટલું બધું હતું, છતાં એની સાથે ઘરનાં એને કુટુંબીજન તરીકે વર્તાવ રાખતાં કે એને થાક લાગતો નહિ. દેશી ઢબે, પાટલા ઉપર આખું કુટુંબ સાથે જમવા બેસતું. કપિલાબહેન જમતાં જમતાં પીરસતાં પણ જતાં. ગોવિંદ આવી રીતે ટેવાયેલો નહિ, પરંતુ બે દિવસમાં જ કપિલાબહેને એનો સંકોચ કાઢી નાખ્યો.

રાધા પાંચ દિવસથી એ જ વિચારમાં પડી હતી કે પોતે સ્વપ્નમાં છે કે જાગૃતિમાં. આવો કોઇ યુવક હોઈ શકે કે કેમ એનો એને ખ્યાલ પણ ન હતો. એ કામ કરતો નોકરનું, છતાં એમાં ભાવ હતો માલિકનો. એ સિવાય કામમાં આટલી ચીવટ પણ શી રીતે હોય ? એના એકેએક કામ પાછળ દષ્ટિ દેખાતી. કોઈ ચીજ ખોટી જગાએ ગોઠવાતી નહિ. છતાં એ સૌ કરતાં ગોવિંદમાં એક વસ્તુ એવી અજબ હતી કે રાધા એનાથી અંજાઇ ગઈ.

ગોવિંદ પ્રથમ આવીને ગયો તે અરસામાં એ એક જ વાક્ય રટતી હતી: 'બાપુજી છે ?' અને એ સાથે ગોવિંદની આકૃતિ એની સન્મુખ ખડી થતી. એને થતું પ્રભુએ શું યુવક ઘડયો છે ! સશક્ત, સુંદર અને છટા અનોખી સાથી બાજુ પહેરવેશ એટલો જ

સાદો, જૂનો ! ગરીબાઈ પણ એટલી જ. ને છતાં એ પોતાથી અંજાયો નહિ ! જાણે રોજ ભેગો થતો હોય તેમ મને પૂછ્યું: 'બાપુજી છે ?'

ગોવિંદ ફરી આવ્યો ત્યારે રાધાની સ્કૂલ ઊઘડી ગઈ હતી. એ મેટ્રિક ક્લાસમાં હતી. એટલે ગોવિંદને હેરાન કરવાનો એને એટલો વખત પણ ન હતો. છતાં ગોવિંદની જગાએ બીજો કોઈ યુવક હોત તો રાધાના વર્તનથી અડવાડિયામાં ભાગી જાત. ગોવિંદ કંઈ કામ કરતો હોય ત્યાં એ સામે આવીને બેસતી. બીજી વખતે તો ઠીક પણ એ વાસણ માંજતો હોય ત્યારે રાધા સામે બેસી એની સાથે વાત કરતી. કોઇ યુવકને માટે આ સ્થિતિ સહેવી સહેલી નથી. એમાં મનોબળની પરાકાષ્ઠા જોઈએ. બાકી માણસ કામના કોઈ પ્રકારને હલકું ન માનતો હોય છતાં એને આવી સ્થિતિમાં મુકાતાં જરૂર શરમ લાગે. રાધા એ માટે જ જાણી જોઇને એની સામે બેસી વાતો કરતી. પરંતુ ગોવિંદના મોં ઉપર એવા સંકોચની રેખા સુદ્ધાં દેખાતી નહિ.

ઊલટ, રાધા વાત કરતાં કરતાં વધુ પડતી નજીક આવતી તો ગોવિંદ કહેતો: 'રાધા ! જરા દૂર બેસ. કપડાંને કંઈ ડાઘો પડશે તો પછી મારો દોષ કાઢીશ.'

રાધા: 'ગોવિંદ, તું હજુ તારું અભિમાન નહિ છોડે ?'

'શાનું ?'

'માલિકની દીકરીને તુંકારો કરી બોલાવવાનું.'

'કોણ માલિક ? પ્રભુ સિવાય મારી જાતનો કોઇ માલિક નથી. જો કોઇ હોય તો તે હું પોતે જ.'

'એવી બધી કવિતાની વાતો મને ય આવડે છે. બાપુજી

ઉદાર છે એટલે નોકરને કુટુંબીજન ગણે છે. બાકી કામ તો......'

કપિલાબહેન આવી પહોંચતાં તો કહેતાં: 'રાધા! આ સારું કહેવાય કે? એક તો કોઈને કામમાં મદદ ન કરવી, અને ઊલટ સામે બેસી એને સંકોચ ઊભો કરવો......'

'બા! મને એથી કશો સંકોચ થવાનો નથી. જો હું કામને હૃદયથી હલકું ન માનતો હોઉં તો મને એથી ખાનગીમાં કે લાખોની વચ્ચે શરમાવાનું કંઇ કારણ નથી.'

કપિલાબહેનની સાથે ચાલી જતાં, રાધા ગોવિંદને કટાક્ષ કરવા કહેતી: 'બા! હું આવું હલકું કામ કદી નહિ કરવાની.'

રાધા આમ ફક્ત ખીજવવાના સવાલ કરતી એવું પણ ન હતું.

ગોવિંદને એ એના ઘર સંબંધી પણ પ્રશ્ન કરતી. ઘેર દાદા આટલી ઉમરે હાથે ખાવાનું કરે છે, કપડાં અને વાસણ પણ એ માંજે છે, વગેરે જાણતાં સાચે જ એ લાગણીવશ થઈ ગઇ હતી.

એણે પૂછ્યું: 'તો પછી કોઈ નોકર કેમ નથી રાખતા, ગોવિંદ?'

'એવું હોત તો રાધા, ગોવિંદ અહીં નોકર તરીકે શું કરવા આવત?'

'ગોવિંદ! તમને અહીં નોકર જેવું લાગે છે?'

ગોવિંદ હસ્યો.

રાધા: 'કેમ હસ્યા?'

'ગોવિંદને 'તમે' કહેવાની કંઈ જરૂર નથી. 'તુંથી' એને ખોટું નહિ લાગે.'

'મારાથી હવે તમને 'તું' નહિ કહેવાય.'

'કેમ ?'

'તમે બહુ મોટા માણસ છો.'

'હું ?'

'હા—તમે.'

'શી રીતે ?'

'મહાત્માજી કહે છે, એ રીતે.'

'માણસે ગરીબાઈથી બીવું ન જોઈએ. ગરીબાઈથી શરમાવું ન જોઈએ. મજૂરનું કામ પણ માણસે હલકું ન ગણવું જોઇએ. તમે પણ એ જ પ્રમાણે......'

'મહાત્માજીની વાતને અને મારે કંઈ લેવા દેવા નથી.'

'કારણ ?'

'મહાત્માજી જે કહે છે તે સ્વેચ્છાએ કરવાની વાત છે. જ્યારે મારા જેવા ગરીબ તો અનિચ્છાએ કરતા હોય છે.'

'ખોટું.'

'કેમ ?'

'હું એ જ પરીક્ષા કરતી હતી.'

'તે હું પાસ થયો.'

'ફૂલ્લી (પૂરેપૂરા) પાસ.'

ગોવિંદ હસ્યો. બોલ્યોઃ 'આટલા દિવસમાં પાસ થવાય એવી પરીક્ષાઓ તો બહુ સારી.'

'હસતી નથી. તમને કામ કરતાં બિલકુલ શરમ નથી આવતી.'

'શરમ રાખ્યે કેમ પાલવે ? પછી અહીં રાખે પણ કોણ ?'

'ઘરની વાત પણ તમે કેવી ચોખ્ખી કહી દીધી!'

'એમાં શું છુપાવવા જેવું હતું?'

'ગરીબાઈ.'

'હું અહીં આવ્યો ત્યારથી એ તો ઉઘાડી પડેલી છે જ.'

રાધા થોડો વખત વિચાર કરીને બોલી: 'દાદાને અહીં લાવો તો?'

ભડક્યો હોય તેમ ગોવિંદ ચોંકીને બોલ્યો: 'ક્યાં?'

'અહીં.'

'બાપુજીએ કંઈ અહીં ધર્માદા સદાવ્રત નથી ખોલ્યું તો.'

'હું બાપુજીને કહું.'

'શું?'

'કે ગોવિંદના દાદા એકલા ઘેર છે. ઘરડા છે. હાથે રસોઈ કરે છે, ઘરકામ કરે છે, તો અહીં શું વધારે પડવાના છે?'

ગોવિંદ હસીને બોલ્યો: 'મને અહીંથી કાઢવો છે કે શું?'

'કેમ?'

'દાદા અહીં તો ન આવે, પણ મારે જવું પડે. એવી ખોટી ડખલ કોઈ શા માટે વેઠે?'

'પણ હું કહું તો બાપુજી કે બા ના ન પાડે.'

'મારે હા નથી પડાવવી.'

'તો ભોગવો કરમ!'

ગોવિંદ આટલા વખતમાં એનો સ્વભાવ ઓળખી ગયો હતો

એટલે એણે કહી દીધું: 'મને વાત કરી તો કરી, પણ બાપુજીને આ વાત ન કરતી.'

રાધાએ ડોકું હલાવી 'સારુ' એમ તો કહ્યું હતું, છતાં કપિલા-બહેનને એણે વાત કરી હોય તેમ લાગી.

કપિલાબહેને ગોવિંદને ખાનગીમાં એ વાતનો ઇસારો કરતાં બીજે દિવસે કહ્યું: 'ગોવિંદ! રાધાને હું માનું છું કે તું ઓળખી ગયા હોઈશ. એને બહુ ચડાવવી સારી નહિ. એ જે વાત લે તેને મૂકે તેવી નથી.'

'મેં એને શું ચડાવી?'

'તારા દુઃખની વાતો તેં એને કરી એ સારું ન કર્યું. તું દુઃખી છે, ગરીબ છે, એ તો તું અહીં આવ્યો તે જ બતાવે છે. એવી વાતો પૈસાદારની છોકરીઓ અને તેમાં રાધા જેવી બાળક બુદ્ધિની બાળાઓને પરીકથા જેવી લાગે છે. અને એમાંથી કાંઈ વાત પકડી બેસે ત્યારે મુકાવવા મુશ્કેલ પડે છે.' કપિલાબહેને એકીસાથે આટલું કહી નાખ્યા પછી શ્વાસ લેઇને ઉમેર્યું: 'એના ગાંડપણની વાત સાંભળ. પહેલું એ કહે છે કે, ગોવિંદ પાસેથી ઘરનું કામ ન કરાવશો. તું જ કહે, ભાઈ, એવું કામ તને ન સોંપીએ તો પછી અમે તને રાખીએ શી રીતે? અમને પણ તારા પ્રત્યે લાગણી નથી એમ ઓછું છે? તું પણ અમારા ઘરના એક માણસ જેવો જ છે. પણ એ લાગણી વધુ પડતી લંબાવીએ તો તારી પાસે કામ શી રીતે લેવું?'

ગોવિંદ ગળગળો થઇ જતાં બોલ્યો: 'બા! હું તમને મારી બા જ સમજું છું. એવી માયા તમે મારા ઉપર રાખો છો એમ આટલા દિવસમાં જ હું પામી શકયો છું. દાદાનું હું જે રીતે કામ

કરતો, એ પ્રમાણે તમારું કામ એ મારું કામ માનું છું. એ કરવામાં મને આનંદ છે.'

'તારા દાદાની વાત,' કપિલાબહેને કહ્યું: 'તેં વાત કરી હશે તે રાધા મને કરતી હતી. કહે-ઘરડા માણસ એવું બધું કામ જાતે શી રીતે કરતા હશે?'

ગોવિંદે સંકોચસહ કહ્યું: 'રાધાએ મને પૂછ્યું ત્યારે વાતવાતમાં મેં ઘરની બધી વાતો કહી.'

કપિલાબહેન ધીમા સ્વરે મીઠાશથી બોલ્યા: 'હું તને ઠપકો નથી આપતી, ભાઈ! તું હવે અમારો માણસ થયો એટલે તારાં સુખદુઃખ એ અમારાં અમે માનીએ, એમ હોવું જોઈએ. મારે એ બધી વાતો તને પૂછવી છે, પણ એવો નિરાંતનો વખત મળશે ત્યારે એ વાત. મારી કહેવાની મતલબ એ છે કે. રાધા, બાળક જેવી રહી, એટલે લાગણીપ્રધાન છે. આજ તને કામ ન કરાવવું એવી એણે વાત કરી, તો કાલ એમ પણ કહે કે એવી દાદાને પણ અહીં રાખ્યા હોય તો? ભાઈ! જગતમાં દુઃખનો કંઈ પાર નથી. આપણને એની લાગણી પણ થતી હોય, પરંતુ એ બધાંને આપણે ઓછાં પહોંચી વળીએ છીએ? એટલે મારે તો તને એટલું જ કહેવાનું કે રાધાને તેવી કોઈ વાતો ન કહીશ. બાકી......'

કપિલાબહેન ત્યાં જ અટકી ગયાં. ગોવિંદે પોતાની રીતે મનમાં વાક્ય પૂરું કરી લીધું: 'બાકી ત્યારે આ ઘર છોડવા વખત આવશે.'

કપિલાબહેનથી છૂટા પડતાં ગોવિંદથી પ્રથમ તો રડી જવાયું. એનું હૈયું ભરાઈ આવ્યું: પરાયાં ગમે તેટલાં કુટુંબીજન થાય પણ પોતાનો અને પારકાંનો ભેદ રહેવાનો. રાધાએ વાત પૂછી અને પોતે કહી, એમાં પોતાનો શો દોષ? શો ગુનો? ગરીબોના દુઃખની વાત પૈસા-

દાદાને પરીકથા લાગે છે, જાણી એને આઘાત થયો. કપિલાબહેનના દીકરા તરીકે જ પોતે આ બંગલામાં મોટો થયો હોત તો આજે મારા પ્રત્યે બુદ્ધિજન્ય, માત્ર દયાપ્રેરિત જે લાગણી છે તેને બદલે કેટલું વાત્સલ્ય હોત ? એ વાત્સલ્યનું પાન કરાવવા માતાને પોતાનું બાળક મળે તો પછી પારકાને શું કામ કરાવે ? એને એક નવું ચિત્ર ખડું થયું. કદાચ પોતે દાદાને જડયો ન હોત, અને કપિલાબહેન પાસે રહી ગયો હોત તો પણ એ આજે અહીં હોત એની શી ખાતરી ? રાધાના જન્મ પછી પોતાના ઉપરનું વાત્સલ્ય શી રીતે કાયમ રહેત ? પોતાને પાછું અનાથાશ્રમમાં જવું પડત, એવું પણ કેમ ન બન્યું હોત ? અને એ રીતે આજે પોતે ક્યાંય, એવા આશ્રમો માટે ભીખ ઉઘરાવતો એક ભટકતો છોકરો હોત એમ પણ કેમ ન બન્યું હોત ?

દાદાએ પાડેલા બાળપણના સંસ્કાર એની વહારે આવ્યા. એણે આશ્વાસન લીધું: ભગવાન જે કરતો હશે તે સારા માટે જ કરતો હશે. એમાંથી એ પોતાની જાતને જુદી રીતે જોવા લાગ્યો. કપિલાબહેનનું કહેવું શું ખોટું છે ? રાધા તરંગી છોકરી છે એ પોતાને પહેલે દિવસે જ લાગ્યું હતું. એના તરંગને પોષવા જેવી વાતો શા માટે કરવી જોઈએ ? એ આજે દાદાને અહીં લાવો એમ કહે, પરંતુ એમની આમડિયા વર્તણૂક જોઈ, આ ડોસો અહીં ન જોઈએ, એમ પણ કાલ ઊઠીને કેમ ન કહે ? આજે પોતાનું ઘરકામ છોડાવી દે, અને કાલ ઊઠીને, વગર કામે એક માણસને કેમ પોષવો એવું પણ બોલે તો ? માનો કે રાધા એવા તરંગ ન કરે, પણ કપિલાબહેનની વ્યવહારિક વાત પણ શી રીતે ખોટી કહેવાય ? જગતમાં દુઃખનો શો. પાર ના ? એ દુઃખ એમને લાગતું પણ હોય, છતાં એવા તો ઘણા દુઃખી છે, આ નાના ગોકુળમાં એવાં બધાં ભગતડાંને શી રીતે ભેગાં કરે ?

ગોવિંદે આંસુવાળો ચહેરો ધોઇને ચોખ્ખો કર્યો. હૈયામાં

લાગણીને લીધે જે દુઃખ લાગ્યું હતું તે ખંખેરી નાખ્યું. એણે વિચાર્યું કે સીદીને પોતાનું બાળક કાળુંમેશ હોવા છતાં ભલે વહાલું હોય, પરંતુ એવા વહાલની બીજા પાસે આશા રાખવાનો શો એને હક્ક ? પોતાનું દુઃખ પોતાને મુબારક !

અને જાણે કંઈ બન્યું જ ન હોય તેમ સ્વસ્થ ચિત્તે ગોવિંદ રાતે ઊંઘી ગયો. પરંતુ બીજે દિવસે ઊઠીને કામ કરતાં કરતાં, ફોટાઓ સાફ કરવા જતાં, કપિલાબહેનના મોટા ફોટા આગળ આવતાં, એના હાથમાંથી ચમરી છૂટીને નીચે પડી ગઈ. એની આંખમાંથી શ્રાવણ–ભાદરવાની જેમ આંસુઓ વહેવા લાગ્યાં. લાગણીના પૂરમાં એ એટલો બધો તણાઈ રહ્યો હતો કે એને ખબર પણ ન હતી કે આ એની સ્થિતિ કોઈ જોઇ રહ્યું હતું.

આજે શનિવાર હતો. શાળા સવારની હતી એટલે રાધા વહેલી ઊઠી હતી. ઊઠીને દાદર ઊતરતા એણે બાજુના ખંડમાં નજર કરી. કપિલાબહેનના ફોટા સામે ફાટે ડોળે ગોવિંદ મૂર્તિની જેમ સજ્જડ બનીને તાકી રહ્યો હતો. એની આંખમાંથી આંસુઓ વહી રહ્યાં હતાં. હાથમાંની ચમરી છૂટીને નીચે પડી હતી.

ગોવિંદનું હૈયું એ ફોટો જોતાં જ ભરાઇ આવ્યું હતું: ' બા ! સાચે જ હું તારી કૂખે જન્મ્યો હોત તો ? ' અને કપિલાબહેનના શબ્દો સાંભરી આવ્યા: ' અમને પણ તારા પ્રત્યે લાગણી નથી એમ ઓછું છે ? તું પણ અમારા ઘરના એક માણસ જેવો જ છે. પણ એ લાગણી વધુ પડતી લંબાવીએ તો તારી પાસે કામ શી રીતે લેવું ? ' ગોવિંદનાં આંસુ વહ્યે જતાં હતાં: ' આ લાગણી ગરીબાઈ પ્રત્યે છે–બાળક પ્રત્યે હોય તેવી નથી. બાકી રાધા પાસેથી કંઇ કામ ન લેવાય અને મારી પાસેથી......' એનું મન કહેતું હતું: ' તું આ ઘરનો કુટુંબીજન નથી, પરાયો છે. ભલે તને નોકરનું હલકું

નાય ન આપે, કુટુંબીજન કહે. પણ એથી કંઈ ભેદ પડતો નથી. ત્યારે એ રીતે જ માનીને કામ કરવું જોઇએ.' રોજ ફોટો સાફ કરતાં કપિલાબહેન પ્રત્યે એને માનો ભાવ જાગતો હતો તેને બદલે આજે તેમાં એને એક શેઠાણીનો ભાસ થયો. પોતે એ શેઠાણીનો નોકર છે એમ લાગ્યું. એ લાગણીને લીધે જ એનાં આંસુ વહ્યા કરતાં હતાં. હૈયું રડતું રડતું પોકારતું હતું: 'સાચે જ તું મારી મા હોત તો......'

ત્યાં તો રાધાએ પાછળથી આવીને ગોવિંદના ખભે હાથ મૂક્યો. ગંભીર રીતે પૂછ્યું: 'ગોવિંદ, આ શું ? તમને તો હું મોટા માનું છું ને તમે બાળકની જેમ આ શું......'

રાધાના આ બોલમાં રોજના જેમ ઉપહાસ ન હતો. સાચે જ ગદ્‌ગદ્ કંઠે એ લાગણીથી પૂછી રહી હતી. છતાં ગોવિંદે ખભા ઉપરનો એનો હાથ તરછોડી નાખી, કંઇ પણ જવાબ આપ્યા વગર, પોતાની જાતને સંભાળી લેઈ, જાણે કંઈ બન્યું જ ન હોય તેમ એ પૂર્વવત્ કામે લાગી ગયો.

રાધા એ ફોટા સામે તાકી રહી. જાણે પૂછતી ન હોય કે. બા ! તેં ગોવિંદને એવું તે શું કહ્યું કે એ આટલું રડી રહ્યો હતો !

કપિલાબહેનનો ફોટો એ જ પ્રમાણે હસતો હસતો ટિંગાઈ રહ્યો હતો. 'તું નહિ જવાબ દે એમ ને ?' એવો મોં ઉપર ભાવ લાવી એના જવાબ માટે રાધા સાચી કપિલાબહેન પાસે જવા પગ ઉપાડતી હોય તેમ બારણા બહાર નીકળી.

ગોવિંદ એનો ભાવ પામી ગયો હોય તેમ એને જતી રોકી બોલ્યો : 'રાધા ! આ વાત કોઇને કહે તો તને મારા સમ છે !'

રાધા ખભા ચડાવી ચાલી ગઈ.

ગોવિંદ આજે એટલો ગમગીન થઈ ગયો હતો કે કૉલેજમાંથી આવી, સવિતાને મળવા જવાનું એનાથી આટલા દિવસ કામને લીધે નહોતું બની શક્યું, તે આજે અમલમાં મૂકવા ધાર્યું.

ગયે અઠવાડિયે એણે ઘેર પત્ર લખ્યો હતો તેમાં પોતે સવિતાને નથી મળી શક્યો તેની લાચારી દર્શાવી હતી. પરંતુ આ વખતના પત્રમાં એના સમાચાર લખી જણાવીશ, એમ ખાતરી આપી હતી. એટલે એ રીતે પણ સવિતાને મળવા જવાનું ઠેલાય તેમ ન હતું.

બંગલે આવીને એણે કપિલાબહેન પાસે મંજૂરી ન માગતાં રામરાયને કહ્યું: 'મારે આજે શહેરમાં એક જણને મળવા જવું છે. જઈ આવું!'

રામરાયે રોજની રીત પ્રમાણે કહ્યું: 'ગોવિંદ! તું પણ રાધા જેવો છે. રાધા પણ કપિલાને પૂછવાની વાત મને પૂછવા આવે છે. ક્યાંય જવું એમાં મંજૂરીની ક્યાં જરૂર છે! કપિલાને કહેતો જા કે અમુક જગાએ જાઉં છું. એટલે ચિંતા કરવાનું કંઇ કારણ ન રહે.'

ગોવિંદે કપિલાબહેનને પૂછ્યું. એમણે તરત હા પાડી. ગોવિંદ કંપાઉન્ડમાંથી બહાર નીકળ્યો ત્યારે એનું હૈયું ડંખતું હતું: 'કપિલા-બહેને પોતે ક્યાં જાય છે એટલો ય વાતમાં રસ ન લીધો!'



પરંતુ સવિતામાં ગોવિંદનું મન પરોવાઈ જતાં, કપિલા-બહેન તરત એનાથી ભુલાઈ ગયાં. સવિતાને નાનપણમાં પોતે ખોવાઈ જતાં મામાનું ઘર છોડીને જવું પડ્યું હતું. ઉપરાંત પોતે એને ઓઠે બચી કરી દીધી હતી તેમાં કેવું રામાયણ થયું હતું. એ બધા પ્રસંગો તો એણે મોટા થયા પછી સાંભળ્યા હતા એટલું જ. પરંતુ સવિતા બાર વર્ષે પરણી, એ પ્રસંગ ગોવિંદને બરાબર યાદ હતો. અંબારામ સાથે એનો વિવાહ થયો ત્યારે શિવશંકર મહારાજે પૂરેપૂરો વિરોધ કરેલો. ૩૦ વર્ષના અંબારામ સાથે ૧૨ વર્ષની સવિતાનું લગ્ન, એમાં રૂઢ સમાજને કંઇ ખોટું દેખાતું ન હતું. શિવશંકરનો વિરોધ કંઈ ચાલ્યો નહિ, સવિતાના બાપને પંદરસો રૂપિયા રોકડા અંબારામ વગર બીજો કોઈ આપનાર ન હતો. અંબારામ મિલમાં કારકુન હતો, એટલે શહેરના માણસ વગર એટલી બીજાની જિગર નહિ, એમ લોકો માનતા. જ્યારે આમાં જિગર જેવું કંઈ ન હતું. અંબારામની ઉમર ત્રીસ વર્ષની થઈ હતી છતાં કન્યા મળી ન હતી. એને કોઈ પણ ભોગે લગ્ન કરવું હતું. કમાણીમાં તો એને રૂપિયા પચ્ચીસ મહિને પગાર હતો એટલે કંઇ એમાંથી પૈસા બચ્યા ન હતા. નોકરી પણ મિલમાં હિસાબી કારકુનની હતી એટલે કારીગરો પાસેથી લાંચ મળે એવી કોઈ સ્થિતિ ન હતી. એકલો

જીવ એટલે કંઈ બચે તે ઘેર મા અમને નાનો ભાઈ હતો એને મોકલતો. પરંતુ છેલ્લાં ત્રણ વરસથી, મા અને ભાઈ પડે ચૂલામાં, એમ માની લગ્ન ખાતર એણે રૂપિયા ભેગા કરવા માંડયા હતા, તે માંડ ૩૦૦–૩૫૦ ભેગા થયા હતા. છેવટ ગામમાં બે ઘર હતાં તેમાંનું એક પોતાના ભાગમાં આવે તે અને પાંચ વીઘાં જમીન, એ બધું એણે ગીરો મૂકી રૂપિયા ઉપાડવાનું નક્કી કર્યું હતું. અને એ રીતે મિલકત ગુમાવીને અંબારામે સવિતા સાથે લગ્ન કર્યું. શિવશંકર મહારાજનો વિરોધ કંઈ કામ ન લાગ્યો. અને મામા તરીકે એમને કન્યા પણ પધરાવવા જવું પડયું.

અંબારામને શિવશંકર પ્રત્યે તે કારણે ખોટું લાગ્યું હતું. અને એ રોષ હજું આટલાં વર્ષે પણ ઊતર્યો ન હતો. એમના તેડવા છતાં એ મોહનપરા આજ સુધી ગયો નહતો. ફક્ત સાવતાને આવવા દેતો, કે શિવશંકર અમદાવાદ આવતા ત્યારે એ એમને આવકારતો. એટલે ગોવિંદને મહારાજે કામ સોંપ્યું હતું કે કોઈ પણ ઉપાયે તું અંબારામને સમજાવજે. પોતાના મરતાંજીવતાં એ પોતાને ઘેર આવે. મારે ગમે તેટલો વાંધો હોય પણ એક વખત સગો થયો એટલે એવો ડંખ દિલમાં રાખ્યે કેમ ચાલવે ?

સવિતાને પણ એ અંગે શિવશંકરે ઘણા વખત કહ્યું હતું. પરંતુ સવિતા ટૂંકમાં જ પતાવતી કે, મામા, એ જેવા હઠીલા છે તેવા તમે પણ હઠીલા છો. એમના વગર તમે શું કાચું ખાવ છો ? એ ભલેને ન આવે, હું તો આવું છું ને ? અને સવિતા દર વર્ષે એકાદ મહિનો એ રીતે મોહનપરામાં આવીને રહેતી. પરંતુ ઘરમાં જેમ બાળકો વધતાં ગયાં તેમ તેમ એ ઓછું આવતી હતી. એ બધાં છોકરાંને લેઈને ક્યાં આવવું, એમ કહી એ લાચારી બતાવતી.

શિવશંકર એકાદ બે મોટાં છોકરાંને મોહનપરા રાખવાનું કહેતા, સવિતા પણ બાળકો રહે તેમ ઇચ્છતી હતી, પરંતુ બેઉ મોટા છોકરા એકલા રહેવા ના પાડતા. છેલ્લે હમણાં સવિતાને ૭ માસની એક બાળકી ધાવણી હતી. આ સુવાવડમાં એ મરતાં બચી હતી, એમ શિવશંકરને ખબર મળી હતી, પરંતુ એમનું શરીર કથળ્યું હતું એટલે જઈ શક્યા ન હતા.

વળી સવિતા દુ:ખી હતી એમ પણ શિવશંકર જાણતા હતા. સવિતાએ એવી કોઇ દિવસ બૂમ પાડી ન હતી, પરંતુ એનું શરીર કહી આપતું હતું. અંબારામનો પગાર આટલે વર્ષે ૨૫નો વધીને ૨૮ થયો હતો. જાણે દર બાળકે એક રૂપિયો તેવો પુરસ્કાર ન હોય ! વળી એક બાળક વચ્ચે મરી ગયું તે હયાત હોત તો એ પ્રમાણ પણ ન જળવાત. એટલે સવિતા જો વરસમાં એકાદ વખત મોહનપરા ન આવી શકતી, તો શિવશંકર પોતે અમદાવાદ આવતા. મોસમ પ્રમાણે વસ્તુઓનું મોટું પોટલું બાંધી લાવતા. રોકડ પૈસા તો એ શું આપી શકે ? છતાં એમના પ્રમાણમાં ૧૫-૨૦ રૂપિયા રોકડા પણ કપડાં પેટે આપી છૂટતા. એ રીતે આ વરસે સવિતા મોહનપરા આવી ન હતી, એ પોતે પણ જઈ શક્યા ન હતા, અને સવિતાની વચ્ચે સુવાવડ ગઇ એટલે એ ભીડમાં હશે એની શિવશંકરને ગણતરી હતી. એટલે પચ્ચીસ રૂપિયા સવિતાને આપવા ગોવિંદને એમણે આપ્યા હતા. ચાજભાવ પણ બાંધી આપત. પરંતુ ગોવિંદ એ બધું ક્યાં ફેરવે એમ માની માંડી વાળ્યું હતું. એની સાથે કહેવડાવ્યું હતું કે, હવાફેર કરવા સવિતા મોહનપરા આવે તેમ એને ખાસ આગ્રહ કરજે. બને તો અંબારામ આવે તેમ સમજાવજે. અને એ માટે પોતે હવે છેલ્લે છેડે છે, એમ ભાર મૂકવા પણ કહ્યું હતું-જેમાં ખોટું પણ ન હતું.

છતાં ગોવિંદ આજે પંદર દિવસ પછી એને મળવા જતો હતો. એને આજે આટલા દિવસ વિલંબ કર્યો તેનો ખટકો લાગ્યો. એવું શું કામ હતું કે પોતે આટલો વખત મેળવી ન શક્યો? વચ્ચે રવિવાર ગયો તેમાં ન જઈ શક્યો હોત? પરંતુ તે દિવસે વરસાદ હતો એટલે એ બાગકામમાં લાગી ગયો. આ બધા કામમાં એ જે લાગી ગયો હતો તેમાં કામના વધારા કરતાં, પોતે એક જાતની બધાં ઉપર સારી છાપ પાડવા માગતો હતો, એ સ્વાર્થીવૃત્તિ ગોવિંદ આમે ચોખ્ખી તરી આવી. અને તેથી શિવશંકર મહારાજના સંદેશાને પંદર દિવસ નીકળી ગયા!

શહેરમાં આવતાં માણસ બદલાઈ જાય છે, એ સૂત્ર એણે ગામડામાં દરેકને મોઢે સાંભળ્યું હતું, એ પોતાની જાત માટે એને સાચું લાગ્યું. પચ્ચીસ રૂપિયા સવિતાને મોડા આપશે તો ઊલટા વપરાઈ નહિ જાય, એ રીતે એણે આપવા જવામાં ઠેલ્યું હતું, એ મૂરખાઈ લાગી. મોહનપરા સવિતા જાય એ જરૂરનું હતું પરંતુ વરસાદ દસ દિવસથી ચાલુ હતો એટલે જવાય તેમ ન હતું, એમ માની ગોવિંદે દિવસ ખેંચ્યા હતા, એ જોકે સાચી હકીકત હતી.

છતાં એના મનને થયું—સવિતાએ તારે માટે જીવ જોખમમાં મૂક્યો હતો, એ બહેન માટે તને પંદર દિવસે મળવા જવાનો વખત મળ્યો?

ગોવિંદના જીવનમાં સવિતા જડાયેલી હતી. ગોવિંદને ખોવાનું દુર્ભાગ્ય જેમ એના કપાળે ચોંટયું હતું, તેથી વિશેષ મોટું સદ્ભાગ્ય એને પાણીમાંથી ડૂબતો બચાવવાનું લખાયું હતું. તે વખતે સવિતા પંદરેક વર્ષની હશે. તળાવે કપડાં ધોતી હતી. છોકરાઓ નાહવા પડયા હતા. ગોવિંદને તરતાં નહોતું આવડતું એટલે બીતો બીતો નહાતો હતો. તેમાં કોઈ છોકરો એને તરતાં શીખવવા માટે ઊંડા

પાણીમાં લેઈ ગયો. પોતાને ખભે હાથ મુકાવી, એને પગ પછાડાવતો હતો. તેમાં ગોવિંદનો હાથ છૂટી ગયો. ગોવિંદ ડૂબ્યો. ડૂબતો માણસ તરતાને પણ ડૂબાડી દે, એવી બીકે પેલો શીખવનાર છોકરો એને બચાવવાની હિંમત ન કરી શક્યો, ભાગ્યો.

ગોવિંદ ડૂબ્યો એમ બૂમ પડી.

સવિતાએ લાંબો વિચાર કર્યા વગર માથે ઓઢેલું ઓઢણું દૂર ફંગોટયું. ઘાઘરાનો કચ્છ માર્યો, અને તળાવમાં ઝંપલાવ્યું. ગોવિંદ બચ્યો, પણ પાણી પી ગયો હતો. પંદર દિવસ માંદો રહ્યો. એ માંદગીમાં સારવાર કરનાર પણ સવિતા. આમ એના ખોવાઈ જતાં એ બે વચ્ચે જે પડદો પડ્યો હતો તે દૂર થઇ ગયો હતો.

પછી તો બંને જણાં ગાંડીઘેલી ઘણી વાતો કરતાં.

'સવિતા ! તું તો શહેરમાં રહેવાની બેન, એટલે ગામડાના આપને શાની સંભારવાની ?' ગોવિંદ એને કહેતો.

સવિતાને શહેરમાં શું સુખ હતું, તે એ જ જાણતી હતી. સરસપુરની શેરીમાં, એક ખંડની સાડાત્રણ રૂપિયાના ભાડાની ઓરડી, જેમાં અજવાળું પ્રવેશતું નહિ અને મચ્છર કદી ગેરહાજર ન રહેતાં, એ સુખ સવિતાને યાદ આવતું. તેત્રીસ વર્ષનો અંબારામ, દર વખત એને મહેણું માર્યા કરતો: હું તો ખરેખરો સુખી હતો, પરંતુ તારા કરમે, બાપે ૧૫૦૦ રૂપિયા ઉઝરડયા તેથી ભિખારી થઈ ગયો. ઘણાં બૈરાં સારાં પગલાંનાં હોય છે તે આવતાં ધણીને ફાયદો થાય, તારા જેવી કજાતનાં પગલાં થતાં મારા જેવાનું જે સુખ હોય તે ય જતું રહે. એ વખતે એવું બન્યું હતું કે એની આગળનો એક કારકુન નોકરી છોડી ગયો ત્યારે ઉપલી પાંચ રૂપિયાના પગારની જગા પોતાને મળશે એમ માનેલું, પરંતુ જાહેર

થયું ત્યારે એ જગા એના હાથ નીચેના કારકુનને, છ મહિના ઉપર આવ્યો હતો, છતાં મળી. કારણ તે અંગ્રેજી પાંચ ભણેલો હતો. સવિતાને અમદાવાદ આવ્યા પછી ત્રીજા દિવસનો એ પ્રસંગ હતો એટલે એ પગલાંના જ અપશુકન એમ અંબારામે માની લીધું.

એટલે અમદાવાદની ગોવિંદની વાતથી સવિતાને શી રીતે ઉત્સાહ આવે ? દુઃખની વાત કહે પણ શી રીતે ? સવિતા ગોવિંદના વીખરાઇ ગયેલા વાળને સમારતાં કહેતીઃ ' ભાઈ ! અમે તો ગરીબ માણસ, શહેરમાં જવાથી કંઈ માણસ સુખી નથી થઈ જતું. પણ તું તો ભણવામાં હોશિયાર છે, ભણીને મોટો સાહેબ થઈશ, શહેરમાં રહીશ. પછી તું જ અમને બધાંને ભૂલી જઈશ. '

આ વાત ગોવિંદને સવિતા એકલી જ નહોતી કરતી. ગુજરાતીની છેલ્લી પરીક્ષામાં ગોવિંદની હોશિયારી જોઇ ડેપ્યુટી ઇન્સ્પેકટરે એના વાલી તરીકે બકોર ભગતને પોતાની પાસે ખાસ બોલાવ્યા હતા. અને શિખામણ તરીકે કહ્યું હતું કે તમારો છોકરો નામ કાઢે તેવો છે. એને આગળ ભણાવો. પૈસા ન હોય તો જમીન વેચીને પણ ડોસા ભણાવજો. ભગવાન પૈસાદારને આવા હોશિયાર છોકરા નથી આપતો, બાકી વિલાયત જઇ બેરિસ્ટર થઈ આવે તેવો આ તમારો છોકરો છે !

બસ, આટલી વાતમાં તો જે હોય તે ગોવિંદને એમ જ કહેતું કે, ભાઇ ! તું તો મોટો સાહેબ થવાનો. પછી અમને ઓળખીશ પણ નહિ !

ગોવિંદને સાહેબ થવાની વાત આવતાં સાચે જ, મનમાં ગલગલિયાં થતાં. ઘડીક એના અંતરમાં સાહેબની ખુમારી પણ આવતી. છતાં એ દરેકને કહેતો—સાહેબ થવાશે કે બળદ હાંકવાના થશે, કોને

ખબર છે ? અને માણસ ગમે તે થાય માટે કોઇ કોઇને ભૂલી જાય છે ?

એ ગોવિંદ આજે શહેરમાં આવ્યો હતો. હજુ સાહેબ નહોતો થયો, છતાં સવિતાને મળવા જતાં પંદર દિવસ ખેંચી કાઢ્યા હતા. તે સ્મરણ જાગતાં ગોવિંદને ક્ષોભ થયો. ચાલતા પગ થંભી ગયા. વિચાર આવ્યો—સાચે જ માણસ મોટો થતાં નાનાંને ભૂલી જતો હશે ?

ગોવિંદ આગળ વિચાર કરે તે પહેલાં, મોટરને ઓચિંતી થંભાવવા બ્રેક લાગી ને ધરરર અવાજ થયો. ગોવિંદ એકદમ ઝબકયો અને રસ્તામાંથી ખસી ગયો. મોટર ત્યાંથી પસાર થતાં ડ્રાયવરે કહ્યું: 'કોક દહાડાનો કમોતે મરીશ, જો આમ ઓચિંતો રસ્તામાં ઊભો રહીશ તો.'

ગોવિંદની વિચારમાળા બીજે રસ્તે ચાલી. સવિતા અને હું, ગઈકાલ સુધી બાળકોની જેમ સાથે રમતાં હતાં. આજે એ ત્રણ બાળકોની માતા થઇ. એની એક વરસ ઉપર જોયેલી આકૃતિ યાદ આવતાં થયું—મને પાણીમાં ભૂસકો મારી કાઢનાર એ સવિતા જાણે મરી ગઇ હોય અને કોઈ એનું ભૂત એના ખોળિયામાં આવીને વસ્યું હોય તેવી એની સ્થિતિ પ્રત્યક્ષ થઇ. છેલ્લે વખતે ગોવિંદે સવિતાને આગ્રહ કરીને પૂછ્યું હતું કે તારું આવું શરીર કેમ થઈ ગયું ! સવિતાએ કંઈ જવાબ ન આપ્યો. ગોવિંદે બહુ આગ્રહ કર્યો ત્યારે છેવટ સવિતા રડી પડી પણ એણે જવાબ ન જ આપ્યો.

ગોવિંદ સમાજના કુરિવાજોના વિચારે ચડી ગયો. બાર વર્ષની છોકરીને ૩૦ વર્ષના વર સાથે પરણાવે, પછી એ જોડું શી રીતે સુખી થાય ? એને રાધા યાદ આવી. પંદર વર્ષની છે, પરંતુ એના મોં ઉપર બાળકની ફૂલ જેવી કુમાશ છે. એ પોતાની જોડે વાત કરતી હોય છે ત્યારે એને કોઈ યુવક જોડે વાત કરે છે એમ પણ ખ્યાલ રહેતો નથી. જાણે કોઇ બહેનપણી જોડે વાત કરતી હોય

તેવા મોં ઉપર એના ભાવ હોય છે. મેટ્રિકમાં છે છતાં લગ્ન જેવી કોઈ સૃષ્ટિ છે, તેનો એને ખ્યાલ પણ ન હોય તેવી જ એની નિર્દોષતા છે. અને સવિતા ! ચૌદમા વરસથી તે અમદાવાદ ધણી સાથે રહેતી થઈ. સોળમે વરસે ખોળો ભર્યો. ત્રણ બાળકો......

સવિતાની એકલીની જ આ સ્થિતિ ક્યાં છે ? ગામડામાં રાધાની જેમ પંદર વર્ષની કોઈ છોકરી કુંવારી છે ? અને આ વરસે પોતાના વિવાહનો પ્રશ્ન ઊપડયો હતો તે યાદ આવતાં ગોવિંદને હસવું આવ્યું. થયું—ગામડામાં લોકોને લગ્ન વગર બીજો વિચાર જ નથી આવતો.

પોતે ચોખ્ખું ધસીને ના પાડયું ત્યારે બૈરાંએ પોતાની કેવી ઠેકડી કરી !

'ગોવિંદ શાનો ગામડાની છોડી જોડે પરણે. શહેરમાં ભણશે, શહેરમાં સાહેબ થશે અને શહેરમાં સાહેબની સાથે ફરે એવી છોકરી પરણશે !'

ગોવિંદે લગ્ન ન કરવાનું કારણ જણાવતાં કહ્યું હતું કે, પોતે જ્યાં સુધી કમાઈને પોતાના પગ ઉપર ઊભો રહી શકે તેવો નહિ થાય; ત્યાં સુધી એ લગ્નનો વિચાર કરવા માગતો નથી.

પરંતુ ગામડામાં ન સાંભળેલી એવી ગાંડી વાતો કોણ માને ?

ગોવિંદ પાછો વિચારમાંથી જાગ્રત થયો. મનમાંની સ્મૃતિઓને વીખેરી નાખતાં એ સરસપુરમાં દાખલ થયો. થયું—માણસનું મન કેટલું વિમાનની ઝડપે જાય છે ! એટલા વખતમાં કેટલું દોડી વળ્યું.

પણ હવે એ સ્મૃતિઓમાં દોડે એટલા પગ ભોમિયા ન હતા. સવિતાનું ઘર ખોળવાનું હતું. પહેલી વખત જ એ સરસપુરમાં આવતો હતો. શેરીમાં પેસી એણે અંબાશંકરનું ઘર પૂછવા માંડયું. એનું હૈયું કોઈ અકથ્ય ભાવે ધડકી રહ્યું હતું. અંદર 'સવિતા ! સવિતા !' એમ પડઘો પડયા કરતો હતો.

★

અંબારામે જમીન અને ઘર ગીરો મૂકતી વખતે મૂર્ખાઈ એ કરી હતી કે, કબજાગીરો ન કરતાં સાનગીરો મિલકત મૂકી. લહેણદારને એ ફાવતી વાત હતી. રકમનું વ્યાજ એ ભરી શકે એટલે જતે દહાડે એ મિલકત વેચાણ થઇ જશે, એ લહેણદારની ગણતરી સાચી પડી. આ પગારમાંથી અંબારામ વ્યાજ ન ભરી શક્યો. મિલકત ગયાં આજે પાંચ વરસ પણ થઈ ગયાં હતાં. તે પછી એ વતન ગયો પણ ન હતો.

વળી અઠ્ઠાવીસના પગારમાં પૂરું થતું ન હતું. બે મકાન છ છ મહિનાનું ભાડું ચડી જવાથી ખાલી કરવાં પડયાં હતાં. છેલ્લા વરસથી જે મકાનમાં રહેતો હતો એનું ભાડું પણ ચાર માસ ચડયું હતું. બજારમાં એને કોઇ ઉધાર આપતું નહિ પાન-બીડીવાળાની કોઇ દુકાન એવી નહિ હોય કે જ્યાં એણે નામું ન કર્યું હતું. અનાજવાળા કે કોલસાવાળા પણ એને હાથ મૂકવા દેતા નહિ. તેમ છતાં સવિતા ગમે તેમ કરી ઉધાર થોડું લાવી શકતી. એની દયામણી મુખમુદ્રા જોઈ, મુદ્રવશ ન ટેવાયેલાં વેપારીનાં હૈયાં પણ કુમળાં બનતાં, અને મરશે નહિ આપે તો ય બામણ છે, એમ મન મનાવી પાંચ રૂપિયા સુધી એને ઉધાર મળતું.

પરંતુ સવિતાને માટે એ રસ્તો પણ સારો ન હતો. અંબારામ એથી ખિજાતો. પોતાને ન ધીરે અને સ્રીને ધીરે, એમાં એને વેપારીની કાળી દાનત દેખાતી, એટલે એ સવિતાને હુકમ કરતોઃ 'ખબરદાર! તું ક્યાંય માલ લેવા ગઈ છે તો?'

'પણ આ છોકરાં ભૂખે......'

'મરી જશે તો હું બાળી આવનારો......'

સવિતા કાનમાં આંગળી ઘાલી દેઈને ડૂસકાં ભરતી.

અંબારામ વધુ ઘાંટો પાડીને કહેતોઃ 'રાંડોના ફંદ મારાથી અજાણ્યા નથી.' એ ફંદમાં એ પોતે પણ પહેલાં ફસાયો હતો એટલે જાતઅનુભવ ઉપરથી જણાવતોઃ 'ધણી આગળ શાણી સીતા થતાં તો મેં ઘણીઓને જોઈ છે, પણ બહાર......'

સવિતાના કાળજાએ એ ડામ ચંપાતાં ચીસોચીસ પાડતી.

પણ એ ચીસોને ન ગણકારતાં અંબારામ આગળ બોલતોઃ 'એમ તું રડીને મરી જાય તેથી હું છેતરાઉં તેવો નથી.'

સવિતા એકદમ ડૂસકું રોકીને મોં ઉપર રોષ ઊભરાઈ જતાં પૂછતીઃ 'ઘરની બાયડી ઉપર આળ મૂકતાં લાજ નથી આવતી?'

'એ લાજમાં ને લાજમાં આદમીઓ બાયડીઓને રખડતી...'

'જો આગળ બોલ્યા છો તો......'

'શું કરીશ?'

'આટલો બધો બાયડી ઉપર રોફ કરો છો, તો ઘરમાં પેટ પૂરવા લાવીને નાખતા કેમ નથી?'

'એટલે પેટ ભરવા નીચ ધંધા કરવાના?'

સવિતાનો રોષ પાછો ઓસરી ગયો અને તે એકદમ ફસકી ગઈ.

અંબારામ: 'મને ખબર છે. પહેલું તો કોઈ નીચ હોતું નથી. પણ એમ કરતાં કરતાં માણસ લપસી પડે છે.'

સવિતા અંબારામનો ભૂતકાળ જાણતી હતી એટલે ન છૂટકે બોલી: 'કાળ આવતાં કંઈ બધાં લપસતાં નથી. ન લપસવું હોય એને......'

'તો શું વેપારી તારા સગા થાય છે કે માલ ઉધાર આપે છે?'

'એમે તેમ કરીને હું પૈસા વહેલામોડા ચૂકવી આપું છું.'

'હું બધાં એવાં આલાંમાલાં માનવા તૈયાર નથી. જે માણસ કમાય છે, જે આપે તો જ નામું ચુકવાય તેમ છે, એને વેપારી ધીરે નહિ. અને એની બાયડીને......'

પતિ પોતે જ પત્ની ઉપર આ જાતના આક્ષેપ કરે એની સામે કોઈ સ્ત્રી વાદવિવાદ કરીને શું કાઢે? એને થતું કે જો પોતે ગામડામાં હોય તો કોઈનાં દળણાં દળે, ખેતરમાં કામે જાય, ભેંસ રાખે, ગમે તે, કંઈનું કંઈ કામ કરી શકે. પરંતુ અહીં શહેરમાં ઘંટીએ સસ્તુ દળાવવાનું મૂકી મોંઘું કોણ દળાવે? અને વિટામીન્સને સમજનાર ઊજળો ગણાતો વર્ગ સરસપુરમાં રહેતો પણ ક્યાંથી હોય કે એવું દળાવવા તૈયાર થાય? ને મળે તો પણ સવિતા દળે શાણે? ઘંટી ખરીદવાના રૂપિયા ક્યાંથી લાવે?

મિલ એણે જોઈ હતી. બૈરાં એમાં કામ કરતાં હતાં એનો એને ખ્યાલ હતો, પરંતુ એ બધાં હલકી વર્ણનાં, વણકર જાતિનાં હતાં અને બીજાં કોળી, ભીલ કે એવી વર્ણનાં જ, ઉજળિયાત કોઈ હતું નહિ. છતાં પાણીની પરબે બેસતી એ સ્ત્રીઓ મિલમાં બ્રાહ્મણ વિધવાઓ હતી, પોતે એવી નોકરી કરી શકે એમ એને ઠર્યું. એ કામ હલકું પણ ન હતું. બીજી બ્રાહ્મણની બાઈઓ નોકરી કરતી હતી.

પણ એ ઇચ્છા અંબારામે જાણી એવી જ એની ધૂળ કાઢી નાખી. પોતે મિલમાં કારકુન-કારીગરોનો સાહેબ-હોય ત્યાં પોતાની પત્ની પરબવાળી થઇને લોકોને પાણી પાય ? અને મિલના લોકો એટલે બારબાપની વેજા ! ઠઠ્ઠામશ્કરી કરે, છેડતી પણ કરે. સવિતાએ એ મિલમાં શરમ લાગતી હોય તો બીજી મિલમાં એવી નોકરી કરવાની વાત કરી, પણ અંબારામે એને જે વેણ સંભળાવ્યાં તેથી એના કાનના કીડા ખરી પડયા !

આવાં ગરીબ કુટુંબ માટે એક કામ એવું હતું કે જેથી કુટુંબની આવક વધે. અને તે, બૈરાં વગરના જે કોઇ હોય તેમની એક બેની વીશી બાંધવી. એવા એકલ કારીગરો એક નાની ઓરડી રાખી સાથે બેપાંચ રહેતા હોય છે. રસોઇ કરવાનો વખત મળે નહિ અને વીશીનો ખોરાક ફાવે નહિ, એટલે આવાં કુટુંબમાં મહિનો બાંધી એ જમી લેતા હોય છે. કોઇ કોઇ તો કુટુંબની જેમ સાથે પણ રહેતા હોય છે. સવિતા રહેતી એ ઘરમાં, નીચેના માળમાં, કેશવલાલ રહેતા હતા, તેમને ઘેર પરસોત્તમ એ રીતે જ ભેગો રહેતો હતો. કેશવલાલ કાપડખાતામાં, ધોયેલું કાપડ વાળવાના કામમાં હતો. બાવીસ રૂપિયા પગાર હતો. ચાર છોકરાં હતાં. એટલી ટૂંકી આવકમાં પૂરું પણ શી રીતે થાય ? એટલે પહેલેથી એ આમ એકાદ બે વીશી તરીકે જમાડતો. છેલ્લા વરસથી કાયમનો પરસોત્તમ મળી જવાથી એને એકલાને ભેગો રાખ્યો હતો.

એટલે આ રીતે સવિતા એક બે જણની રસોઇ કરીને કુટુંબને ઉપયોગી થઇ શકે તેમ હતી. પરંતુ જ્યાં જ્યાં આવી વીશીઓ ચાલતી ત્યાં ત્યાં સારી ખોટી વાતો ચાલતી. એ સાચું હોય કે ખોટું, પણ લોકો વાતો કરતા અને એવી વાતોનું નિમિત્ત બનવા સવિતા તૈયાર ન હતી. વળી આ ઘરમાં આવ્યા પછી પાર્વતી

અને પરસોત્તમ વચ્ચેનો સંબંધ એટલો ઉઘાડે છોગે એણે જોયો હતો કે કોઈને એવી રીતે વીશી બાંધી જમાડવા એ તૈયાર ન થાય. કેશવલાલની નોકરી રાતપાળીની હતી. પરસોત્તમની દિવસની. એટલે એ રીતે પણ બંનેને એકાંત પૂરતું મળતું હતું. લાજશરમ નેવે મૂકી હોય તેમ બંને સાથે સિનેમા જોવા જતાં. આખા સરસપુરમાં એ બંને સંબંધ જાણતો હતો. સવિતા વિશેષમાં એ બધો તમાસો સગી આંખે જોતી હતી.

એનું પોતાનું ચાલતું હોત, જો બીજું ઘર ભાડે મળે તેમ હોત તો, એણે ઘર પણ બદલી નાખ્યું હોત. પરંતુ એમની શાખ એવી હતી કે કોઈ ઘર આપે નહિ. આ ઘરધણીએ આપ્યું ત્યારેય લોકો તો વાતો કરતા હતા કે એની દાનત કાળી હતી. કારણમાં, એ પોતે ખરાબ ધંધા કરતો એ એક, અને જે બીજાનું ઘરભાડું ધાલવાને કારણે ખાલી કરે છે તે જાણ્યા છતાં પોતાનું ઘર ભાડે આપતો હતો. એ પોતે પાસેની મોટી વાસણ શેરીમાં પોતાના બીજા ઘરમાં રહેતો હતો એટલે એની ચાલચલગત જાણ્યા છતાં સવિતા આ ઘરમાં રહેવા આવી હતી. જો એ પોતે આ ઘરમાં રહેતો હોત તો સવિતા કબૂલ થઈ ન હોત. વળી બીજું કોઈ ઘર આપવા તૈયાર પણ ન હતું એટલે ઉપાય પણ શો ?

આમ સવિતા અંદરથી તો બળી રહી હતી, છતાં બળતામાં ઘી રેડે તેમ પાર્વતી એને સલાહ આપતી: ' બેન ! મોટા લોકોની જેમ આપણે રસોઈપાણી કરીને બેસી રહીએ તેથી આપણો દહાડો ન જાય.'

સવિતા ન છૂટકે જ પાર્વતી જોડે પ્રસંગ પાડતી. પરંતુ એક ઘરમાં રહ્યાં એટલે સાવ અતડું રહે કેમ પાલવે ! વળી મેળ રાખવામાં સવિતા એનાથી બીતી એ પણ કારણ હતું—જાતની એ

નબળી એટલે જો એની સાથે મેળ ન રાખે તો ખોટી વાતો કરે. લોકો સાચજૂઠ જોવા નથી બેઠા હોતા, ખરાબ વાત વહેલી માની લે છે. એટલે બીને સવિતા પાર્વતી સાથે પાડોસી તરીકેનો થોડો સંબંધ રાખતી. અને એ દાવે પાર્વતી એના આગળ લાગ જોઈને વાત પણ કરતી.

સવિતા કહેતી: 'હું ય બોન સમજું છું. પણ આપણે બૈરાં માણસ શું કામ કરીએ ?'

પાર્વતી પોતાનો અનુભવ કહેતી: 'બોન, હું ય પેહેલ્લાં અમદાવાદ આવી ત્યારે મૂઝાતી. આપણે ઉજળિયાત રહ્યાં એટલે બૈરાં માણસથી બહાર મજૂરીએ જવાય નહિ. અને એક જીવના ટૂંકા પગારમાં પૂરું ન થાય. પછી આ કામ...' પોતાની ભેગા છૂટક જમાડવાના કામનો ઉલ્લેખ કરી એણે કહ્યું: 'એ એક જ કામ આપણાથી થાય એવું છે. રસોઇ તો આમ કરવાની હોય, એટલે બે માણસની વધારે.'

જાણે એ વાતમાં સાચે જ પોતાને રસ હોય તેમ સવિતાએ વચ્ચે જ કહ્યું: 'એ તો હું ય સમજું છું, બોન ! પણ ઘરનાં ઘરનાં હોઇએ તે વાત જુદી, ઘરમાં જે હોય તેનાથી પેટ ભરીએ. કોક દહાડો ના હોય તો પણ આપણું મન જાણે. પણ પારકા પૈસા આપીને જમે એટલે......'

પાર્વતીએ એને વચ્ચે રોકી કહ્યું: 'પછી ઘરમાં ના હોય તેવું બનતું નથી. એની આવકમાંથી અનાજ વગર બીજું લાવીએ શું કામ ? અને ખાવાનું તો દેહને એ દેવને. એને પહેલેથી શરત કરીએ કે અમે ખાઇએ તે તારે ખાવું પડશે. આપણા પેટમાં પાપ ન હોવું જોઇએ. ભાણા આંતરો કરીએ તો ભગવાનનાં ગુનેગાર. બાકી વીશીનો હજાર જીવડાંવાળો ખોરાક કરતાં આપણો સૂકો રોટલો હજાર દરજ્જે સારો.'

વાત લંબાવતાં તો લંબાતી પણ પછી શો જવાબ દેવો તે સમજ ન પડતાં સવિતા મૂંગી રહેતી.

આગળ માર્ગ સુઝાડતાં પાર્વતી કહેતી: 'શરૂ શરૂમાં એ તો આપણને કોઈ દિવસ ન કરેલું એટલે અતડું લાગે છે. બાકી પછી તો આપણને પસ્તાવો થાય છે કે આટલા દહાડા નાહક શું કામ દુ:ખ ભોગવ્યું ?'

સવિતાની જીભ જ સિવાઈ ગઈ હતી. મનમાં પસ્તાતી કે મેં મૂર્ખએ વળી આ વાત ક્યાં આટલી લંબાવી ?

એને મૌન રહેલી જોઈ, જાણે એ વાત એણે સ્વીકારી હોય તેમ માની લેઈ પાર્વતી આગળ ચલાવતી: 'એમ હોય તો હું બે કોકને એ વાત કરી મુકું.'

'ના, ના,' જાણે ગભરાઇ ઊઠી હોય તેમ સવિતા જોસમાં ને જોસમાં બોલી ઊઠી.

'કેમ ?'

સવિતાએ વાતને વધુ ગૂંચવી: 'એમને એ ન ગમે.'

પાર્વતી હસીને બોલી: 'આદમીને ન ગમતું ગમાડવું એ આપણી આવડતની વાત છે.'

'પણ એમનો સ્વભાવ......'

'સ્વભાવ તો બધા આદમીનો સરખો હોય છે. અમારે એ છે તે પણ, અત્યારે આવા નરમ દેખાય છે. બાકી પહેલાં તેં જોયા હોય તો અંબારામનો સ્વભાવ તો સૌ દરજ્જે સારો.'

'હશે.' મોં ઉપર કોઈ જાતના તિરસ્કારનો ભાવ વર્તાવા દીધા વગર સવિતાએ કહ્યું: 'પણ મારામાં એવી આવડત નથી.'

'ભલી બેન !' પાર્વતીએ ગુરુગમ આપતાં કહ્યું: 'આવડત તે કંઇ માણસમાં અદ્ધરથી નથી આવતી. હું પણ પહેલાં તારા કરતાં વધારે નરમ સ્વભાવની હતી. દુ:ખની મારી છાની છાની રડ્યા કરતી. પણ ધીમે ધીમે......'

સવિતાને વળી શું બોલવું તેની સૂઝ ન પડી.

પાર્વતી મનમાં એવું અનુમાન કરતી હતી કે સવિતાને એ ગમે તો છે, પરંતુ સંકોચ દૂર થયો નથી એટલું જ. એટલે આ કામમાં પાવરધી થયેલી એ તો એમ જ મનથી માનતી હતી કે સંકોચ પોતે ધીમે ધીમે કાઢી નાખશે. એણે જણાવ્યું: 'જો તારી ઇચ્છા હોય તો લે ને અંબારામને હું સમજાવું.

સવિતા પાર્વતીથી બીતી હતી. એને બીક હતી કે જો પોતે ના પાડશે તો એ એવો અર્થ કરશે કે પોતાનું (પાર્વતીનું) એ કામ એને ગમતું નથી. એટલે વધારે ગુંચાતાં એ બોલી: 'બેન! તમે વાત ના કરશો. એ માને એવા નથી. ઊલટા મારા ઉપર ખીજાશે. માનશે કે મેં તમારી પાસે કહેવડાવ્યું હશે.'

સવિતાના ભોળપણ ઉપર હસી પડતાં પાર્વતીએ કહ્યું: 'ભલી-ભોળી બેન ! શહેરમાં આટલા વરસથી રહે છે પણ તને હજુ ચાલાકીથી ધણી પાસેથી કેમ કામ કઢાવી લેવું એ પણ આવડ્યું નથી. હું કંઈ તારા જેવી કાચી નથી કે એમ અંબારામને સીધી વાત કરું. લાગ જોઇને જ કરું કે એમને વાતની સહેજ પણ ગંધ ન આવે.'

સવિતા હવે શું બોલે ? હા કહે છે તો પણ ભોગ છે, ના કહે છે તો પણ ભોગ છે ! એ મુગી જ રહી.

પાર્વતીએ ધીમે ધીમે એમની સાથે વધુ પરિચય કેળવવા

માંડયો. કોઈ ખાવાની ચીજ આણી હોય તો છોકરાંને આપે. કશું ખરીદવું હોય તો સાંવતાને સાથે લેઈ જાય. બહાનું કાઢી સવિતા મોટે ભાગે તો છટકી જતી. પરંતુ કોઈ કોઈ વખત એને સાથે જવું પડતું. બજારમાં એ ચાલતી હોય તો પણ એ ગાભરી ગાભરી રહેતી. એને થતું કે એની ચોમેર લોકોની નજર મંડાઈ રહી હતી. લોકો આંગળીઓ કરતા હશે કે પાર્વતીની જોડે ફરનાર બાઈ પણ એના જેવી જ હશે.

પાર્વતીએ પરસોત્તમને પણ ફૂંક મારી હોય તેમ એણે અંબારામને ૨૦-૨૫ રૂપિયા હાથઉછીના આપ્યા હતા. પરસોત્તમ શાળખાતામાં હતો. હોશિયાર કારીગર હતો. બે સાંચા એ ચલાવતો. અને બીજા બે, સાથે એક શિખાઉ છોકરો રાખીને ચલાવતો. અને છોકરાને મહિનામાં ફક્ત દસ રૂપિયા આપવાના એટલે બે જોડનો પગાર એને નહિ નહિ તોય ૬૦-૭૦ ની વચ્ચે પડતો. જાતે એકલો હતો છતાં એ બધી રકમ ખર્ચાઈ જતી. થોડા ખિસ્સામાં પડયા હોય તો દિલનો લહેરી હતો. એટલે હાથઉછીના આપતો. અને એ પાછા ફર્યા કે નહિ, એની ઝાઝી પરવા પણ કરતો નહિ. એટલે અંબારામ પહેલાં જેટલો પાર્વતીથી અતડો રહેતો તેટલો હવે રહી શકતો નહિ.

ઘરમાં પેસતાં પહેલાં પાર્વતી 'કેમ છો ?' એમ પૂછતી ત્યારે એ સાંભળ્યું ન સાંભળ્યું કરીને દાદર ચડી જતો. પરંતુ હવે તો એવા પ્રશ્નના જવાબમાં ઊભો રહીને વાત કરતો.

પાર્વતી પણ 'બેસોને ત્યારે. મારી બોન કંઈ લઢવાનાં નથી.' એમ લાડ કરી અંબારામને બેસાડતી. પરસોત્તમ કે કેશવલાલ બેમાંથી કોઈ ઘેર તો હોય જ એટલે વાતચીતમાં પાર્વતી એમને પોતાના પક્ષે ટેકો પુરાવતી. અને એ બધી આડીઅવળી ચર્ચાઓને

અને, ઘરખર્ચમાં રાહત તરીકે કોઈની વીશી બાંધવાની વાત પણ એણે આડકતરી રીતે ચર્ચી લીધી હતી.

અંબારામ એથી આર્થિક રીતે મદદ ન થાય તેમ તો કહી શકે તેમ ન હતો. પાર્વતીની રૂબરૂ એમ પણ કહેવાય તેવું ન હતું કે એ બધા ધંધામાં ગોટાળો થાય છે. એટલે ગોળ ગોળ એણે કહ્યું: ' એ બધું હું સમજું છું, પાર્વતીબેન! પણ બધાં માણસના પેટમાં આપણે ઓછા પેસી નીકળ્યા છીએ? કોઈ કેવો હોય, કોઈ કેવો નહિ. '

' અજાણ્યાને શું કરવા રાખીએ? ખાતરીવાળો ધંધો ન કરીએ. '

' ખરું પણ...' આગળ જવાબ ન સૂઝતો હોય તેમ અંબારામ બોચી ખંજેરવા લાગ્યો.

પાર્વતી વધુ ખાતરીનો રસ્તો બતાવતાં બોલી: ' એમ હોય તો ખાતરીનો માણસ રાખો. અને તે એવો કે જમવા પૂરતો જ આવે. '

' ખરું......' અંબારામને પેટમાં ડૂમો ભરાયો હોય અને ન બોલાતું હોય તેમ એટલે જ એ અટકી જતો.

' ને પછી તો ભઇ!' પાર્વતીએ અંબારામના પુરુષ માનસને પારખીને ઘા કર્યો: ' આપણામાં આપણાપણું હોય તો ખરાબ માણસનું ય કશું ચાલતું નથી. '

અંબારામથી એનો વિરોધ થાય એવો ન હતો. વળી એને ધણીપણાનું એટલું અભિમાન હતું કે એ શાંત પણ રહી શકે તેમ ન હતો. એ બોલી ઊઠયો: ' પાર્વતીબેન! મારી આંખમાં કોઇ ધૂળ નાખી જાય ત્યારે તો થઇ રહ્યું. '

પાર્વતીને મોઢે આવી રહ્યું હતું કે, 'એ બધી પ્રસંગ ન આવે ત્યાં સુધીની વાતો છે. બાકી ધૂળ પડવા માંડે છે ત્યારે માણસ મોટે ભાગે તો આંખો મીંચી જ દે છે.' પરંતુ એથી ઊલટું કહેતાં એણે જણાવ્યું: 'તમે તો ઠીક પણ......'

'ઠીક શું, પાર્વતીબેન, એવો પ્રસંગ આવે તો માણસનું ખૂન કરતાં પાછો ન પડું.'

પાર્વતી મનમાં હસી—એના પોતાના શરીરમાં તો ખૂન રહ્યું નથી અને મિજાજ કેટલો છે? પરંતુ જવાબ આપ્યો: 'એ તો હું ય માનું છું કે, તમે ન વેઠો. પણ સવિતાબેન જેવા સ્વભાવની બાઈ હોય એટલે શંકા લાવવાનું કારણ પણ નહિ.'

પોતાની પત્નીનાં આ જાતનાં વખાણ એ દરેક પતિ માટે ગૌરવનો વિષય છે. મૂગા રહી એનો અંબારામે સ્વીકાર કરી લીધો.

સાથે સાથે પોતાની વાત પણ સ્વીકારી લીધી હોય તેમ પાર્વતીએ પૂછ્યું: 'તો મારી વાત ગળે ઊતરી ને?'

હા કે ના કળાય નહિ તેવો 'જોઇશું' જવાબ અંબારામે આપ્યો એટલે પાર્વતીએ પોતાનો વિજય માની લીધો.

અંબારામ આજે પંદર દિવસથી બિમાર હતો. ઘરમાં અનાજ ન હતું. એને રાંધવા કોલસા પણ ન હતા. ઘરભાડું પણ ચાર માસનું ચડયું હતું. ધર્માદા દવાખાનેથી દવા લાવતાં બિમારી કંઈ હટતી ન હતી. ઉપરથી દસ દિવસની ચાલુ પગારે રજા આપવાની શેઠે ઉદારતા બતાવ્યા પછી હવે બિનપગારે રજા ચાલતી હતી.

આ તકનો લાભ લેઇને પાર્વતીએ વીશી બાંધવાની એક દરખાસ્ત રજૂ કરી. નારણ મુકાદમની પત્ની ગયે મહિને ગુજરી ગઈ હતી. બે બાળકો દેશમાં મા પાસે મૂકી દીધાં હતાં. બીજું બૈરું

કરવાની ત્રેતડમાં હતો. પરંતુ બેરું કંઈ રસ્તામાં પડ્યું ન હતું કે એ ઝટ મળી જાય વળી પડેલેથી હાથે રસોઈ કરેલી નહિ એટલે ફાવતું નહિ. મહિનો વીશીમાં જમી જોયું પણ ફાવ્યું નહિ. કોઈ સારું ઘર મળે તો એ વીસી બાંધવાનું શોધતો હતો. પાર્વતીનું ચાલ્યું હોત તો એણે એની વીશી બાંધી હોત. પરંતુ પરસોત્તમ અને નારણ એ બંને મુકાદમનો જગાના હરીફ હતા. બંને હોશિયાર કારીગરો. નારણ એ જગા મેળવી શક્યો અને પરસોત્તમ કારીગર જ રહ્યો. બંને હરીફ માણસોને ભેગા કરી શકાય એવી સ્થિતિ ન હતી. વળી પરસોતમ કાયમનો હતો અને તે કામચલાઉ હતો. એટલે એને રાખવામાં પાર્વતીને કોઈ રીતે લાભ ન હતો. બાકી એ પણ ફંદામાં ફસાય તેવો હતો. પગાર પણ એને સો જેટલો મળતો એટલે એના તરફનું મળતર પણ સારું મળે એવું હતું. એની દરખાસ્ત અંબારામ આગળ મૂકવામાં પાર્વતીની ઊંડે એ પણ કામના ખરી કે, સવિતા ભવિષ્યમાં પોતાના જેવી પાવરધી થઈ જાય, જુવાન તો પોતાના કરતાં હતી જ, અને પરસોતમને એ ઝૂંટવી ન જાય માટે નારણ ત્યાં રહ્યો હોય એટલે એ રીતે સવિતાને એ (પરસોતમ) વિરોધી નજરે જોતો થઈ જાય!

અંબારામ નારણ મુકાદમની ચાલચલગત નહોતો જાણતો એમ નહિ, પરંતુ આજે એ બિમાર પડ્યો હતો. વગર પગારે રજા ભોગવતો હતો. ચોમેર ભૂખમરો પ્રવર્તી રહ્યા હતા ત્યાં એને બધી વાતની ચીકણાશ કરવાનો અવસર ન હતો. વળી એ કાયમનો પણ ન હતો. મહિને બે મહિને એ બેરં કરે એટલે છૂટી જવાનો હતો. એ બધી રીતે વિચાર કરીને અંબારામને પાર્વતીની એ દરખાસ્ત તાત્કાલિક સ્વીકારી લેતામાં વાંધો ન લાગ્યો.

પાર્વતીની રૂમરૂમાં સવિતા કંઈ ન બોલી. બીજા કામમાં હોવાનો ડોળ કરી એ અંદરના ખંડમાં ઢાંકાઢૂમા કરતી હતી. પાવતી એમ તો પહોંચેલ હતી એટલે સવિતાની વૃત્તિ જાણતી. પરંતુ તરતાં ન જાણનાર જેમ ઊંડા પાણીમાં પડવાની આનાકાની કરે, છતાં એને પરાણે ધક્કો મારીને કોઈ અંદર ધસડે તેમ પાર્વતી સવિતાને એ ધંધામાં ઘસડવા માગતી હતી. કારણમાં એ પાડોસણ હતી એ જ ગુનો.

અંબારામે સવિતાને એ વાતમાં સંમત કરવા અંદરથી બોલાવી ત્યારે જાણી જોઈને પાર્વતી નીચે પોતાના ઘરમાં ચાલી ગઈ.

સવિતા ક્યારની મનમાં ને મનમાં બળી રહી હતી. એણે એકાંત મળતાં વિરોધ કર્યો: 'એવા માણસને હું મારા ઘરમાં પેસવા દેવાની નથી.'

જાણે પોતે કંઈ ન જાણતો હોય તેમ અંબારામે પૂછ્યું: 'એ કેવો માણસ છે?'

સવિતાએ કહ્યું: 'તમે જાણો.'

'હું કશું જાણતો નથી.'

'કેમ નથી જાણતા? તમે જ એની ના સંભળાય તેવી વાતો કરતા હતા.'

'એ ગમે તેવો હોય તેની આપણે શો પંચાત? આપણે આપણી જાતે ચોખ્ખાં હોઈએ એટલે કોઈથી બીવાની શી જરૂર છે?'

એ વાત આગળ ચાલે ત્યાં ગોવિંદ ઘર પૂછતો પૂછતો આવી પહોંચ્યો. પાર્વતીએ નીચેથી બૂમ પાડી: 'સવિતાબેન! કોઈ મહેમાન આવ્યું.'



આંખમાં આંસુ હતાં તે ઝટપટ લૂછી નાખી, બારીએથી ડોકું કરતાં સવિતાએ કહ્યુઃ 'કોણ હશે ?'

'એ તો હું ગોવિંદ.' એમ એના પ્રત્યુત્તરમાં ગોવિંદ કહે તે પહેલાં સવિતા હરખાઇ જતાં બોલીઃ 'કોણ ગોવિંદ ! આવ ભઈ આવ.'

દાદર ચડી ગોવિંદ ઉપર આવ્યો ત્યારે હૈયાનું હેત વ્યક્ત કરતાં સવિતાએ કહ્યુંઃ 'કંઇ બહુ દહાડે આજે બોનને ઘેર ભૂલો પડયો.'

ફાટેલા કંતાનનો કોથળો આસન તરીકે બેસવા આપી સવિતા પાણીનો લોટો લેવા અંદરના ખંડમાં ગઇ. ગોવિંદ ડઘાઇ ગયો હોય તેમ એક અક્ષર બોલી ન શકયો. ચોમેર જોઈ રહ્યો. નીચે ફાટેલી તૂટેલી ગોદડીમાં અંબારામ સૂતા હતા. તેમની સામે નજર કરતાં એને કંપારી આવી. સાવ હાડકાંનો માળો છે ! બે બાળકો બહાર રમવા ગયાં હતાં. નાની છોડી ઘોડિયામાં ઊંઘી ગઇ હતી.

સવિતા પાણીનો લોટો અને તૂટેલા કાનાવાળો પ્યાલો લેઇને બહાર આવી. ગોવિંદના હૈયામાં ચિરાડો પડયો. પોતાના કરતાં પાંચ વર્ષે મોટી સવિતા એને એની મા જેવી ઘરડી દેખાઇ. ગળગળા થઇ જતાં ગોવિંદે ખબર પૂછીઃ 'કેમ બેન, શરીર સાવ આવું થઇ ગયું છે ?'

સવિતાએ અંબારામ તરફ આંગળી કરી, ગોવિંદનો સવાલ ઉડાવી દેતાં કહ્યું: 'પંદર દિવસથી માંદા છે.' અને એ દુ:ખે એનું હૈયું ભરાઇ આવ્યું હોય તેમ આંખમાં પાણી ચમકી ગયું.

અંબારામ તરફ નજર કરતાં ગોવિંદ બોલ્યો: 'શરીર તો લાંબી બિમારી હોય તેવું લાગે છે.' અને એણે અંબારામને ઉદ્દેશીને પૂછયું: 'શું થયું છે ?'

અંબારામ ગોવિંદને આજ પ્રથમ જોતો હતો. એટલે એ કોણ છે, એ જાણવા એણે સવિતા સામે નજર માંડી. સવિતા એ આંખોનો ભાવ સમજી જતાં બોલી: 'મોહનપરાના છે. મામાને અને એમને ઘર જેવું છે. મામાએ કાગળમાં લખ્યું હતું ને કે ગોવિંદ ત્યાં ભણવા આવ્યો છે તે આજ.'

અંબારામ એ કાગળની વાત તો ભૂલી ગયો હતો. બંને જણ ભાઇ–બહેનથી વાત કરતાં હતાં એટલે એણે ધાર્યું હતું કે એ સવિતાના પિયરનો હશે. પરંતુ શિવશંકરની વાત આવતાં એને એમનો કાગળ યાદ આવ્યો. શિવશંકર પ્રત્યે એને પહેલેથી પૂર્વગ્રહ હતો. એટલે માંદગીને લીધે સ્વભાવ કરતાં વધુ ખિજાઇ જતાં એ બોલ્યો: 'તે બોનને સંદેશો કરવા આવ્યા હશો નહિ ?'

ગોવિંદે કહ્યું: 'હા.'

અંબારામે બેઠા થતાં કહ્યું: 'બસ ! શિવશંકરને કાગળમાં કે સંદેશામાં કહેવાનું શું છે ? મારી ભાણીને અહીં મહિનો માસ મોકલી દો. એનું શરીર બગડી ગયું છે તે જરા હવાપાણીથી સારી થાય. એમને ભાણીની સગાઇ છે, બીજો મરે કે જીવે એની એમને પડી નથી.'

ગોવિંદે ધીમેથી કહ્યું: 'તમે બિમાર છો એની એમને ખબર નથી.'

સવિતાએ કહ્યું: 'મેં કાગળ લખ્યો છે.'

ગોવિંદ: 'હમણાં લખ્યો હશે.'

'ગયે અઠવાડિયે.'

'જવાબ આવ્યો ?'

'હા. તેમાં જ તું અહીં આવ્યો છે તેમ લખ્યું હતું.'

પોતાની લાચારી બતાવતાં ગોવિંદે કહ્યું: 'હું પારકાને આધીન છું એટલે મને અહીં આવતાં મોડું થયું.'

કુતૂહલ ખાતર અંબારામે પૂછ્યું: 'ક્યાં રહો છો ?'

'એલીસબ્રીજ.'

'ઘર રાખીને ?'

'ના. કોઈને ઘેર.'

'તમે તો ભણવા આવ્યા છો ને ?'

'હા. પણ સાથે જેને ઘેર રહું છું તેમને ઘેર જમવા પેટ-ભરી પેટે-ઘરકામ કરું છું.'

સવિતાએ આશ્ચર્ય પામતાં પૂછ્યું: 'ઘરકામ ! વાસણ, માંજવાં કપડાં ધોવાં એવું ?'

'એમાં શરમ શી બહેન ? કોઈની દયા માગી લાચારી સાથે જીવવું તેના કરતાં કામ કરવામાં નાનમ શી ?'

'મામાએ તો એવું કાગળમાં કંઈ લખ્યું ન હતું.'

'મેં ઘેર એવી કોઈને વાત કરી નથી.'

'બાકી દાદા આવવા જ ન દે ને ?'

'એ બધી આપણી ખોટી લાગણીઓ છે. ગરીબાઈથી માણસે ગભરાવું ન જોઈએ. કોઈ કામ કરતાં શરમાવું જોઈએ.'

અંબારામને આ બોધ માફક આવી ગયો હોય તેમ એ શાંત પડતાં બોલ્યો: 'ભાઈ! એ વાત આ તમારી બેનને સમજાવો. હમણાં અમે એ જ વાત કરતાં હતાં.'

વીશી બાંધવાની અંબારામની વાત સાંભળી ગોવિંદે સવિતાને ઠપકો આપતાં કહ્યું: 'બેન! આમાં શરમ શાની? કુટુંબને એથી મદદ થતી હોય તો એક શું, હું તો એ મતનો કે પાંચ માણસને પણ જમાડવા. આપણે ગરીબ માણસો દુઃખી થઈએ છીએ તેનું એ જ કારણ છે. પુરુષ એકલો કમાય, આવક ટૂંકી હોય અને ઘરમાં માણસ વધારે હોય એટલે ભૂખમરો ભોગવવો પડે.'

સવિતાએ નીચું મોં રાખી, મનની મૂંઝવણ મનમાં સમાવતાં કહ્યું: 'એ બધું હું નથી સમજતી એમ નહિ ભાઈ. પણ...' એ આગળ શું બોલે?

'તો ખોટી શરમ છોડો.'

અંબારામ: 'મારું પણ એ જ કહેવું છે.'

ગોવિંદ બીજા પક્ષે વાત કરતાં બોલ્યો: 'મારું ગળે ઊતરે તો હું તમને પણ બે વાત કહેવા માગું છું.'

'શી?'

'તમારે સાજા થવું હોય તો મહિનો દહાડો ગામડે જાવ.'

ગામમાં ઘર ન હતું અને સીમમાં ખેતર ન હતું એટલે નિસાસો નાખતાં અંબારામે કહ્યું: 'હવે તો જઈ રહ્યા. છાણનો કીડો છાણમાં જ મરે!'

ગોવિંદ સમજ્યો કે અંબારામ માંદગીથી નિરાશ થઈને એમ બોલે છે. એણે કહ્યું: 'નિરાશ થવાનું કંઈ કારણ નથી. ગામડાનાં ચોખ્ખાં હવાપાણીથી તમને દવા વગર આરામ થઈ જશે. શિવ-

શંકર કાકાએ ખાસ આગ્રહ કરીને મને કહ્યું છે કે અંબારામભાઇ પણ આવે તેવું સમજાવજે.'

મૂળ વેર તાજું કરતાં અંબારામે કહ્યું: 'આ ભવે તો હું સમજી રહ્યો.'

અંબારામ મોહનપરામાં કોઇ દિવસ નહોતો આવ્યો, એનું કારણ પણ ગોવિંદ જાણતો હતો. એણે એનો ઉલ્લેખ ન કરતાં કહ્યું: 'તમે તો સમજુ છો. સગાસગામાં એવી વાતોમાં આટલું બધું ઝેર ન રખાય. ગમે તેમ કરશો પણ કંઇ સાત પેઢીનો સંબંધ મટી જવાનો છે ?'

ગોવિંદની આટલી વાતથી, એની મુખકાન્તિથી, એની સાદી સુઘડતાથી અંબારામ ઉપર એટલી સારી છાપ ન પડી હોત તો આ પ્રશ્ન આવતાં એ ખિજાઇ ઊઠયો હોત. સવિતા પણ મનમાં ફફડતી હતી કે ગોવિંદ આ વાત ન લંબાવે તો સારું. એણે એ અંગે ધીમે રહીને એનો ઇસારો પણ કર્યો. પરંતુ અંબારામને ન ઓળખતો એ એમાં કશું પામી ન શકયો.

અંબારામે ધીમેથી કહ્યું: 'ભઇ ! તમને વીસ થયાં હશે તો મને ચાલીસ થયાં છે. સાત પેઢીનો સંબંધ નથી તૂટતો એ માટે તો હું ઘરમાંથી બધાંને જવાની છૂટ આપું છું. બાકી મનની વાત તો જાણો છો ને? તૂટયાં મોતી અને ફૂટયાં મન કદી સંધાતાં નથી.'

સવિતા પતિની મીઠી ભાષા અને ડહાપણની વાત સાંભળતાં નવાઈ પામી. આ પ્રશ્ન વખતે આવી ઠાવકાઇથી એમણે કદી વાત નહોતી કરી. એ મનમાં હરખાઈ. ગોવિંદને કડવો અનુભવ નહિ કરવો પડે તે માટે.

ગોવિંદે કહ્યું: 'તમે સમજુ છો, મારા તો મુરબ્બી છો,

એટલે વધારે શું કહું ? પણ ભૂલવા જેવી વાતો આપણે ભૂલી જઈએ તો જ જીવનમાં સુખ મળે.'

અંબારામે હસીને કહ્યું: 'ભાઈ ! હું તમારા જેટલું ભણ્યો નથી એટલે કશું ભુલાતું નથી.'

'ભણ્યા ભલે નથી, પણ દુનિયાના અનુભવે ગણ્યા તો હશો ને ?'"

'તમે ભાઈ શું ભણો છો ?' ગોવિંદ ઉપર ખુશ થયો હોય તેમ મોં ઉપર ભાવ વ્યક્ત કરતાં અંબારામે પૂછ્યું.

'કેમ એ પૂછવું પડ્યું ?'

'વકીલનું ભણતા હો તેવું લાગે છે.'

સવિતા ગોવિંદનાં વખાણ કરતી બોલી: 'ગોવિંદ તો નાનપણથી ભણવામાં હોશિયાર. અમારે ત્યાં એક નાગર માસ્તર હતા એની છોડીને પહેલો નંબર અપાવવા માસ્તર મરી પીટ્યા પણ ગોવિંદે...'

ગોવિંદે એ વાત નીકળતાં કહ્યું: 'સુશીલા પણ કૉલેજમાં મારી સાથે જ છે.'

'એ છોડી હજુ ભણે છે ?'

'બે વરસથી તો એણે મૂકી દીધેલું. નડિયાદમાં રહે એટલે ગુજરાતી ચાર ભણીને એ અંગ્રેજીમાં ગયેલી. એટલે મારી આગળ બે વર્ષે મેટ્રિક પાસ થયેલી. તે આ સાલ ફરી ભણવા બેઠી.'

'હજું એ પરણી નથી ?'

'પરણી માટે તો ભણવા બેસવું પડયું.'

અંબારામને વળી આ સાવ વિચિત્ર લાગ્યું. પૂછ્યું: 'એ કેવું ? પરણે એટલે ભણવાનું બંધ કરે એને બદલે...'

'નડિયાદમાં કૉલેજ નહિ એટલે આગળ નહિ ગયેલી. આ

ઉનાળામાં એ અમદાવાદમાં પરણી. એના પતિ અમારી કૉલેજમાં પ્રોફેસર છે. પરણતા પહેલાં એમણે એની સાથે શરત મૂકેલી કે ત્યારે બી. એ. સુધી ભણવું પડશે.'

અંબારામ બોલ્યોઃ 'મોટા લોકોની મોટી વાતો. કળિયુગમાં અહિ બને તે ઓછું. બાકી મેટ્રિક એ બૈરા માણસને ઓછું કહેવાય?'

સવિતા બોલીઃ 'ભણવામાં સુશીલા પાછી પડે એવી નથી.'

'એનું નામ હવે એના પતિએ સુસ્મિતા પાડયું છે.'

સવિતાઃ 'એ તો ભઈ, મને બોલતાં ના આવડે. એ મળે તો કે'જે કે સવિતાએ તને ખબર પૂછી છે.'

'કૉલેજમાં અમે રોજ મળવાનાં.'

'હવે તો ખાસ્સી મોટી જોઈ હશે!'

'વરસ થાય એટલે કોઇ કંઈ નાનું રહે છે! જોને તું તો અમારા બધા કરતાં કેટલી મોટી–ધરડી–થઈ ગઇ?'

'તું ય ત્યારે આખો આદમી કયાં નથી થઇ ગયો?'

અંબારામ ગોવિંદથી આકર્ષતાં જતાં હોય તેમ એનામાં રસ લેતાં બોલ્યાઃ 'તે તમે રહો છો એ તો કોઈ મોટા શેઠ હશે ને?'

'સવિતા! સવિતા! એ તો કહેવાનું ભૂલી ગયો. જબરી ગમ્મત થઇ છે.'

'શી?'

'હું નાનપણમાં ખોવાઇ ને જે સાહેબને ઘેર આવ્યો હતો ને' તેમને ઘેર જ રહું છું.'

'શું કહે છે?'

'કલ્પ્યું ન હોય તેવું છે ને?'

અંબારામને સવિતાએ ટૂંકમાં સમજ પાડી, કહ્યું: 'તારા ઉપર ખુશી ખુશી થઇ ગયાં હશે.'

'હું એ જ ગોવિંદ છું એની એમને ખબર નથી.'

'તેં બધું કહ્યું હશે એટલે તો......'

'મેં વાત જ નથી કરી.'

'બીજો કોઇ છોકરો એમણે તો દત્તક લીધો હશે ને!'

'ના. તે પછી એમને ત્યાં એક છોકરી જન્મી.'

'હાલ છે?'

'હા. પંદર વર્ષની છે. મેટ્રિકમાં ભણે છે. રાધા એનું નામ.'

સવિતા એ પ્રસંગને મનમાં વાગોળતી બોલી: 'ભઈ! તું એ જૂની વાત એમને કરને. તારી પાસેથી એ ઘરકામ નહિ કરાવે. એમનેય થશે કે જે છોકરો એક દહાડો આ બંગલાનો માલિક થવાનો હતો તેની પાસે આવું કામ......'

'તે કારણે જ હું નથી કહેતો.'

'એ કેવું!'

'એ તો એમની દયા જાગ્રત કરીને જીવવા જેવું કહેવાય. હું તો સ્વાશ્રયથી જીવવા માગું છું. કામ તો હું ઘેર ક્યાં નહોતો કરતો?'

સવિતા ગોવિંદને નાનપણથી ઓળખતી હતી. જે વાત એ લેતો એ મૂકતો નહિ. એની ઘણી વાતો બીજાંના કરતાં ઊલટી લાગતી કે સમજાતી નહિ. એ પ્રમાણે એની આ વાત પણ સવિતાને વિચિત્ર લાગી. છતાં એ અંગે કશો વાગ્વિવાદ ન કરતાં એણે કહ્યું: 'સારું ભઈ. તું હોશિયાર છે એટલે તને સૂઝે તેમ કર.'

બહાર રમવા ગયેલા બે છોકરાઓ આવી પહોંચ્યા. સવિતાએ કહ્યું: 'ઓળખો છો આ મામા ને ?'

બંને બાળકો ઉજળાં કપડાં પહેરેલા, આ લતામાં ને તેમાં ય પોતાને ઘેર તો ન જોયેલા એવા સુઘડ યુવકને જોઈ સંકોચ પામ્યાં. ગોવિંદે બને સામે જોતાં કહ્યું: 'મને ન ઓળખ્યો ? હું ગોવિંદ મામો.'

મોટા છોકરાને સરત બેઠી હોય તેમ કપડાંને ભેદીને એની નજર મોં નીરખવામાં લાગી. ઓળખાણ પડતાં એ નાચી ઊઠયો: 'ગોવિંદ મામા ! ગોવિંદ મામા !'

'આવો.' ગોવિંદે બંનેને બોલાવ્યા.

બાળકો પાસે આવ્યાં. ગોવિંદે બંને ઉપર હાથ ફેરવ્યો. નાનાં ફૂલને પણ ગરીબાઈએ સુકવી નાખ્યાં હતાં, એમ ગોવિંદને લાગ્યું. એણે ખિસ્સામાં, બે અડધા, છૂટા હતા તે એક એકના હાથમાં મૂક્યા.

સવિતાની આંખમાં પાણી આવી ગયાં. ક્યારની એ ગોવિંદનો ચાનો ભાવ નહોતી પૂછી શકી એનો એને ખ્યાલ હતો. અંતર વલોવાતું હતું. વીરો આજે પહેલી વાર એને ઘેર આવ્યો હતો ત્યારે એનું સ્વાગત કરવા આંસુ સિવાય કંઈ ન હતું. અને એ આંસુ ય અંતરમાં જ સારવાનાં !

નીચે જઈ, પાર્વતી પાસેથી એ મદદ માગી શકી હોત, પરંતુ એણે જે જાળ બિછાવવા માંડી હતી તેમાં એને ફસાવું ન હતું, એટલે એનો પગ નીચે જતાં ન ઊપડયો. અંબારામને પણ મનમાં મૂંઝવણ થતી હતી. ઘરમાં કંઈ ન હતું, અને ઉધાર મેળવવાની શેષ આબરૂ ય નહોતી રહી ત્યારે જ એણે પણ નારણ

મુકાદમ જેવા હલકટ માણસની વીશી બાંધવાની દરખાસ્ત સ્વીકારી હતી.

આમ ભાઈનું કંઈ સ્વાગત ન કરી શકેલી સવિતા દીકરાઓના હાથમાં એને પૈસા મૂકતાં જોઈ રડી પડી. 'ના, ના, ભઈ. બાળકોને પૈસા શું કરવા છે?' એટલું બોલવા જેટલું એનામાં જોર ન રહ્યું. એક નાનો ભાઈ, જેને એ કેડે બેસાડી ફેરવતી, એ આજે ઘેર આવ્યો હતો ત્યારે એ નાનો મોટો દેખાતો હતો, પોતે મોટી પામર દેખાતી હતી!

ગોવિંદ સવિતાના મનની મૂંઝવણ સમજી ગયો હતો. ઘરના અને એમના શરીરના દેદારે જ એ બધી વાતો કહી દીધી હતી. તરત એણે શિવશંકર મહારાજે આપેલા રૂપિયા પચ્ચીસ અને પોતાની પાસે હતા તે દસ પણ ભેગા હતા, તે પાંત્રીસ રૂપિયા સવિતા તરફ ધરતાં ગોવિંદે કહ્યું: 'મામાએ આ રૂપિયા મોકલ્યા છે.'

કાગળમાં તેનો ઉલ્લેખ હતો એટલે ધ્રુજતા હાથે સવિતાએ લીધા. ગોવિંદનો ક્યાં અંદેશો હતો કે એ ગણે? એણે હાથમાં લીધા તેવા ચોરીના ખિસ્સામાં બેવડ કરીને મૂક્યા.

ગોવિંદે જોયું કે પોતે અંબારામનો પ્રેમ જીતવા પ્રયત્ન કરશે તો એ ન બને તેવું ન હતું. હવે એ અંગે બીજી વખત એમ માની એણે જવાની તૈયારી કરી. સવિતાએ સ્વસ્થ થતાં કહ્યું: 'આવી બોન તને ઓછી મળશે ભઈ! વહાલમાં ને વહાલમાં ચા પાવાની તો વાત જ ન સૂઝી!'

'હું, બેન, ક્યાં ચા પીઉં છું?'

'પણ મારે ઘેર આજ તમે પહેલા આવો છો. ખાલી જાવ એ તમને જ સારું લાગશે?'

'હેતપ્રીત છે એ ઓછું છે?'

અંબારામ અશક્તિને લીધે ક્યારનો બોલ્યા વગર સૂતો સૂતો સાંભળતો હતો તે છેવટ બોલ્યો: 'બેસો ભઈ! તમારા જેવા માણસ ક્યાંથી વારે વારે આવવા બેઠા છે.'

'હું તો અંબારામભાઈ હવે અહીં રહેવાનો એટલે વારે વારે આવવાનો. સવિતાબેને તો મને કેડમાં ઘાલીને રમાડેલો છે.'

'ને કેડમાં ઘાલીને ખોઈ નાખ્યો હતો, એ કેમ કહેતો નથી?'

'ત્યારે જ એ ઘેર આવવાનું ભાગ્ય મળ્યું ને?'

'એ તો ભઈ તમારાં પુણ્ય.'

સવિતાએ દીકરાના હાથમાંથી પૈસા લેઈ લીધા હતા એટલે દૂધ લેવા નીચે ઉતરતાં એ બોલી: 'કૉફી તો પીશો ને ભઈ?'

બંગલામાં પણ ચાને બદલે કૉફીની રોજ તરખડ ચાલતી. એણે કહી નાખ્યું: 'કૉફી અને ચા એક જ છે ને બેન! પછી ચા જ પીઉં એ શું ખોટું?'



ગોવિંદને બહાર જતો જોઇ રામરાયે પૂછ્યું: 'આટલાં વાદળ ઘેરાયાં છે અને ક્યાં જાય છે?'

'બાપુજી! વરસાદ તૂટી પડવાની તૈયારીમાં છે.'

રામરાય હસીને બોલ્યા: 'એટલે છત્રી લીધા વગર ખમીસ ચઢી ભેર જતો હોઇશ, નહિ?'

'પાણીમાં પલળવાના કામે જાઉં છું.' ગોવિંદે પણ સામે હસીને જવાબ આપ્યો.

'એવું શું કામ છે?'

'રાતરાણીનો છોડ લેવા જાઉં છું. વરસાદ પડવાનો એટલે સરસ ચોંટી જશે.'

રાતરાણીનો આગ્રહ રાધાનો હતો એટલે એ અંગે ઉલ્લેખ કરતાં રામરાયે કહ્યું: 'એ તરંગી છોકરી કહે તે, ભાઇ, તું કરવા જઇશ તો થાકી જઇશ. આવતી કાલે એ તો ચંદ્ર હાથમાં લાવી આપવાની વાત કરશે.'

ગોવિંદે કહ્યું: 'એવું નથી બાપુજી. બાની પણ ઇચ્છા છે.'

રામરાયે મોં મલકાવ્યું. મતલબ કે, કપિલાની ઇચ્છા હોય તો મારે કંઇ બોલવાનું ન રહ્યું.

ગોવિંદે જતાં જતાં કહ્યું: 'મને પણ લાગે છે કે દિવસ પ્રત્યે આપણે પક્ષપાત કરીએ તે એક ન્યાયાધીશના ઘરમાં તો સારું નહિ જ. રાતને પણ એનો વૈભવ હોવો જોઇએ.'

'ભાઇ! હવે તું મને ન્યાયાધીશ શું કામ માને છે?'

'ન શી રીતે માનું? એ કારણે તો હું છોડ લેવા જાઉં છું.'

'એટલે?'

'વીક્ટોરિયા ગાર્ડનમાં મેં તપાસ કરી હતી. છોડ નાના જોયા. માળીને કહ્યું પણ એણે આપવા ના પાડી. મેં લાગવગ લગાડી કે ન્યાયમૂર્તિ.........'

વાતને સમજી જતાં રામરાયે કહ્યું: 'ભાઈ! હું મૂર્તિ બહુ વરસ રહ્યો, હવે મનુષ્ય બનવા દે.'

ગોવિંદ ખુશી થતાં બોલ્યો: 'બાપુજી! મૂર્તિ બની જે લોકો દેવ થયા હોય છે તેમને કદી મનુષ્યલોકનો મોહ થતો નથી. એક તમને જ જોયા કે જે દેવમાંથી માણસ થવાનું ગાંડપણ કરે છે.'

રામરાયે અંદર જવા મોં ફેરવતાં કહ્યું: 'એ બધી ચર્ચા અત્યારે નથી કરવી. તું એક વખત જઈ આવ. વરસાદ પડશે તો હેરાન થઇશ.'

ગોવિંદે દૂરથી એલીસબ્રીજના છેડે લોકોનું ટોળું ઊભેલું જોયું. બધાંની નજર નીચે નદી તરફ હતી. જે લોકો ત્યાં આવતા તે કંઈ જોવાનું હોય તેમ ઊભા રહેતા. જાણ્યેઅજાણ્યે ગોવિંદની ગતિ પણ વધી.

'બિચારી ગાય ખરી ફસાઇ પડી છે.'

'પાણી પીવા ગઈ હશે ને કાદવમાં......'

'જાતની મડદાલ છે. બાકી મજબૂત હોત તો આમ કળી ન જાત.'

'રખડતી ગાયોને શું ખાવા મળે તે મજબૂત હોય?'

'બેત્રણ માણસ ઊતરીને ખેંચી કાઢે તો......'

અને એ બેત્રણમાંનો પોતે તો નહિ, એમ વાત કરનાર માની આગળ બોલતો હતો: 'આપણા લોકો તમાસો હોય તેમ કેટલા ભેગા થયા છે? પણ કોઇ......'

ગોવિંદે એક ક્ષણ વિચાર કરી લીધો. ગાય એવી ભારે ન હતી કે એના પગને કાદવમાંથી કાઢવા ભારે પડે. બે માણસ હોય તો એ કામ બે જ મિનિટનું હતું.

પેલા બોલતા ભાઇનું વાક્ય એણે પકડી લેતાં કહ્યું: 'ચાલો આવો છો મારી સાથે?'

'હેં...હેં...હેં...' કરતા પેલા દયાળુ ભાઈ લાચારી બતાવતાં બોલ્યા: 'અરે ભાઇ! મારા શરીર સામું તો જુઓ. એ જાત જ મારે માટે ઉપાડવી ભારે છે ત્યાં......'

ગોવિંદ તો એ જવાબ સાંભળ્યા પહેલાં ખમીસ–ચડ્ડી બાજુએ કાઢી, પહેરેલા લંગોટભેર ઝડપથી પગથિયાં ઊતરવા લાગ્યો. સ્કૂલમાંથી છૂટીને રાધા ત્યાં આવી ત્યારે એણે ગોવિંદને પગથિયાં ઊતરતો જોયો.

વાત સમજી જતાં એણે બૂમ પાડી: 'ગોવિંદ!'

'રાધાનો અવાજ પારખતાં ગોવિંદે ઊંચું જોયું. આંખથી પૂછયું: 'શું છે?'

'ન જશો.'

'કેમ?' એવો સવાલ કર્યા વગર ગોવિંદ પગથિયાં ઊતરી ગયો.

'ગોવિંદ! ચોમાસાનો કાદવ ત્યાં આગળ ખરાબ હોય છે.

ગઈ સાલ મોટો એક સાંઢ ખૂંપી ગયો હતો તે નીકળી જ નહોતો શક્યો.'

પરંતુ રાધાના બોલ ગોવિંદને સંભળાતા ન હતા.

ટોળામાંથી પણ વાતો થતી હતીઃ 'છોકરમત તે આનું નામ.'

'ખરું છે. છોકરો ફૂરતીબાજ લાગે છે, પણ આવું ખોટું સાહસ ન કરવું જોઈએ.'

એક કાઠિયાવાડીઃ 'અમારી કોરની નદી હોય તો પાછો જ નો આવે. ધોળે દિ એણે આભલાના તારા ભાળ્યા નથી એટલે...'

'બેત્રણ જણ હોય તો ઠીક પણ એકલી જાતનું આ સાહસ......'

ગાય કાદવમાંથી પગ કાઢવા મથામણ કરતી હતી. ગોવિંદે એનો આગલો એક પગ ઊંચક્યો. એ પોતે પણ એ સમો ઢીંચણ સુધી ખૂંપી ગયો. બીજે અને ત્રીજે આંચકે એ પગ નીકળ્યો. પછી ડાબો પકડ્યો. ત્યાં જમણો થોડો કળ્યો હતો. પરંતુ પાંચ મિનિટમાં ગાય છૂટી થઈ ગઈ.

લોકોએ હર્ષનાદ કરતાં કહેવા માંડ્યું.

'આયખું હોય ત્યાં સુધી ભગવાન બચાવે જ.'

'આયખાની વાત તો મોટી. બાકી એક આવડો છોકરો...'

'આ છોકરો તો એક નિમિત્ત. કરતાકરતા તો ઉપર બેઠેલો પરમેશ્વર છે.'

'પણ એની બહાદુરી......'

'ખરી. એ ના કહેવાશે?'

'ઠીક એ તો. જીત્યો એટલે બહાદુરી. બાકી છોકરમત જ કહેવાય.'

જાણે ગાય માટે જ વરસાદ થંભી રહ્યો હોય તેમ એ નિર્ણય થઈને ઉપરના પટમાં આવી ત્યાં વરસાદ શરૂ થયો. ગોવિંદ ઉપર આવ્યો ત્યારે મોટા ભાગનું ટોળું વિખરાઈ ગયું હતું. વરસાદથી પલળીને એને સાબાશી આપવા જેવું એમને કંઈ લાગ્યું ન હતું.

ફક્ત શાળામાંથી આવતા વિદ્યાર્થીઓ અને થોડા એ ઉમરના યુવકો ઊભા હતા. રાધાએ એને નામ દેઈને બોલાવ્યો હતો એટલે એ કોણ છે, એમ એને પૂછતા બધા એની ચોમેર વીંટાયા હતા. ગોવિંદનાં ચડ્ડી–ખમીસ રાધાના હાથમાં હતાં એટલે એ લેવા એણે હાથ લંબાવ્યો.

રાધાના મોં ઉપર સાબાશીના શબ્દો ઉભરાતા હતા. એણે કપડાં આપતાં કહ્યું: 'ગોવિંદ......'

પણ એને આગળ બોલવા દીધા વિના કપડાં પહેરતાં ગોવિંદ બોલ્યો: 'વરસાદમાં પલળી જવાશે. જલદી ઘેર જા.'

'તમે ક્યાં જાઓ છો?'

'શાતરાણી લેવા.'

બીજો પ્રસંગ હોત તો રાધા પલળીને પણ ગોવિંદ સાથે ગઈ હોત. પરંતુ ગોવિંદની બહાદુરીની બા–બાપુજી આગળ વધાઈ ખાવા રાધા વહેલી વહેલી ઘર તરફ દોડી.

રામરાય અને કપિલાબહેન કંઇ વાતચીત કરતાં નીચે દિવાન-ખાનામાં બેઠાં હતાં. રાધાને આવતી જાણી તેમણે વાત અટકાવી દીધી. પરંતુ એ બધું પારખવા–સમજવા જેટલી રાધાના મગજની અત્યારે સ્થિતિ ન હતી. દિવાનખાનામાં પુસ્તકો સોફા ઉપર નાખતાં કહ્યું: 'બા...' અને બીજી તરફ દૃષ્ટિ કરતાં: 'બાપુજી......'

રામરાયે કપિલાબહેન તરફ સહાસ્ય નજર નાખતાં કહ્યું: 'તમારી આ છોકરી ક્યારે ગંભીર થતાં શીખશે!'

કપિલાબહેન: 'રાધા! આટલી બધી હાંફે છે કેમ? તારાં કપડાં ભીંજાયાં છે. એક વખત એ તો બદલી નાખ.'

સોફામાં પડતું નાખતાં હરણીની જેમ આમતેમ નજર ફેરવતાં રાધા બોલી: 'બાપુજી! ગોવિંદે હમણાં કમાલ કરી.'

કપિલાબહેન રામરાય તરફ છૂપી ઇશારત કરતાં: 'બસ! આપણી આ તરંગી છોકરીને તો કોઇ વાત હાથમાં આવવી જોઇએ. ગોવિંદ જ્યારથી આવ્યો છે ત્યારેથી બસ એનાં જ ગીત ગાયા કરે છે.'

રાધા સોફામાં ટટ્ટાર થઈ, ચડેલો શ્વાસ ઊતર્યો હતો એટલે સ્વસ્થ થતાં બોલી: 'ગોવિંદને ન્યાય આપવો હશે તો એનાં ગીત ગાયે નહિ ચાલે. ગાથા રચવી પડશે.'

કપિલાબહેન હસીને બોલ્યાં: 'જુઓ તમારી આ છોકરી! એને અહીં આવ્યાં એક મહિનો હજુ આવતી કાલે, ૧૯ મી જુલાઇએ પૂરો થશે, એટલા સમયમાં ગાથા રચવી પડે તો બેપાંચ વરસમાં તો રામાયણ અને મહાભારત પણ......'

રાધાએ પોતાના કથનની સાબિતી તરીકે ગાયનો આખો પ્રસંગ વર્ણવીને કહી બતાવ્યો.

રાધાના આવતા પહેલાં પણ એ બંને ગોવિંદની વાત કરતાં હતાં. એના અનુસંધાનમાં રામરાયે કહ્યું: 'હું સંસ્કારમાં જરૂર માનું છું. પરંતુ અત્યારે આપણા લોકો સંસ્કારનો જે અર્થ કરી રહ્યા છે તે સાવ અપૂર્ણ છે.'

રાધાએ માન્યું હતું કે ગોવિંદની આ બહાદુરી સાંભળી બા–બાપુજી પોતાની જેમ નાચી ઊઠશે. પરંતુ એના પ્રત્યુત્તરમાં એમણે તો દરરોજની જેમ ગંભીર ચર્ચા ઉપાડી. એટલે રાધા ખિજાઈને ગીલી થતાં બોલી: 'બાપુજી! તમે ન્યાયાધીશ છો પણ પણ કોઈનો ન્યાય કરતાં તમને નથી આવડતું.'

બંને પતિપત્ની એકબીજાના સામે જોઈ હસ્યાં.

રામરાય બોલ્યા: 'રાધા! હું હવે ક્યાં ન્યાયાધીશ છું?'

પગ પછાડતાં રાધાએ કહ્યું: 'બસ! કશું કહીએ ત્યારે તમે એવું કહીને છટકી જાઓ છો.'

'પણ બોલને. તારે કેવો ન્યાય કરાવવો છે?'

'તમારો ન્યાય મારે કંઈ કામનો નથી.'

'વળી શું થયું?'

'તમારા ન્યાયમાં કાં શિક્ષા હોય છે, કાં માફી હોય છે.'

'તો ન્યાયમાં શું હોવું જોઈએ?'

'ઇનામ પણ.'

બંને પતિપત્ની વળી હસ્યાં.

કપિલાબહેન બોલ્યાં: 'બહાદુરી ગોવિંદે કરી અને ઇનામ તારે જોઈએ છે?'

'ના.'

'તો?'

'આ બહાદુરી બદલ ગોવિંદને કંઈ ઇનામ મળવું જોઈએ.'

'બોલ. તું કહે તે આપીએ.'

'મારું કહ્યું આપશો?'

'આપીશું.'

રાધાએ રામરાય તરફ નજર કરતાં કહ્યું: 'બાપુજી કબૂલ કરે તો કરે સાચું.'

કપિલાબહેને આંખ કરડી કરીને પૂછ્યું: 'અને હું?'

'મારું ઇનામ ઘણું મોંઘું છે. તમે નહિ આપી શકો.'

કપિલાબહેને ગંભીર રીતે કહ્યું: 'તું તો કહીશ કે આ બંગલો આપી દો.'

'એવી બીક ન રાખશો.'

'તારી શી ખાતરી?'

'બંગલા બે હોત તો એવું હું કદાચ કહેત. પરંતુ મને ખબર છે કે બંગલો આ એક જ છે. અને તે તો મારે જોઈએ છે.'

રામરાય વચ્ચે બોલ્યા: 'જોયું? તમે કહો છો કે મારી છોકરી બહુ ઉદાર છે, પણ કેટલી લોભી છે? એ બીજાને મોટું ઇનામ શું આપી શકે?' અને રાધા તરફ તાકતાં એમણે કહ્યું: 'તું કહે તે ઇનામ ગોવિંદને આપવું.'

'આપશો? જરૂર?'

'મારો તને વિશ્વાસ નથી?'

'તો એની પાસે ઘરકામ ન કરાવશો.'

બંને પતિપત્નીની નજર એક થઈ.

કપિલાબહેન બોલ્યાં: 'આવું ગાંડું તું માગે એ શી રીતે બને? એ માટે તો આપણે એને રાખ્યો છે.'

'ખરું છે, રાધા. તો પછી એ કામ કોણ કરે?' રામરાયે ટેકો પૂર્યો.

'બોલ, તું કરીશ?' કપિલાબહેને ઉમેર્યું.

'હું?'

'હા. કોઈનું દુઃખ સાચે જ જો લાગતું હોય તો એને ઉપાડવા પોતે તૈયાર રહેવું જોઈએ.'

'મેં કોઈ દિવસ એ કામ કર્યું હોય તો હું કરી શકું ને!'

'તો પછી એવું માગીશ નહિ.'

રામરાયે ઉમેર્યું: 'અને એ કામ કરે એમાં તને શાની શરમ આવે છે? એને પોતાને તો એમાં કંઈ સંકોચ લાગતો નથી.'

રાધાએ મનની વાત કરતાં કહ્યું: 'કૉલેજમાં બધા એ વાત જાણી ગયા છે. છોકરાઓ એના તરફ આંગળી કરે છે કે, એ ગોવિંદ, જે 'કલ્યાણ'ના લેખના આધારે ઘરકામ કરવા રામરાયને ત્યાં રહ્યો છે.'

કપિલાબહેન: 'કૉલેજમાં શું બને છે, તે તને શી ખબર?'

'સુસ્મિતા પણ પ્રિવીયસમાં છે ને!' રાધાએ વાતની ઉત્પત્તિનું મૂળ જણાવતાં કહ્યું.

રામરાયે પૂછ્યું: 'કોણ સુસ્મિતા?'

કપિલાબહેન: 'સુરેન્દ્ર આ સાલ પરણ્યો તે છોકરી.'

'હં!' વાતની સ્પષ્ટતા થતાં રામરાયે કહ્યું: 'એ શી વાત કરતી હતી?'

રાધા: 'સુસ્મિતા અને ગોવિંદ નાનપણમાં સાથે ભણેલાં.'

રામરાય: 'એ શી રીતે?'

'સુસ્મિતાના પિતા ગોવિંદના ગામમાં તે વખતે માસ્તર હતા. એટલે બંને એકબીજાને ઓળખે છે. મને વાત કરતાં કરતાં સુસ્મિતા સાચે જ રડી પડી.'

બંને કંઇ બોલ્યા વગર સાંભળી રહ્યાં.

રાધાઃ ' મને કહે—રાધા ! રામરાય કાકા વિષે તો અમારા ઘરમાં ઘણાં વખાણ થાય છે. બાપુજી (સસરા) વાત વાતમાં એમને દેવ જેવા કહે છે. અને એમના ઘરમાં ગોવિંદને ઘાટીનું કામ કરવું પડે......' રાધાની આંખ પણ વાત કરતાં ભીની થઈ ગઇ.

કપિલાબહેન બોલ્યાઃ ' તારે કહેવું હતું ને કે અમે એ શરતે જ એને રાખ્યો છે. '

રાધાએ કપિલાબહેન તરફ નજર કરતાં કહ્યુંઃ ' હું શું બોલું, બા ? મારા બંને બાવડાં પકડી એ મને વિનંતિ કરતી હોય તેમ કહેતી હતી—હું તો તને, રાધા, વિશેષ નથી ઓળખતી. પરણીને પ્રથમ આવી ત્યારે તમારે બંગલે બા-બાપુજીને પગે લાગવા આવી હતી. એક વખત જમવા આવી હતી. પણ અમારા વિનાયકભાઇ ( દિયર ) કહે છે કે રાધાની મરજી વિરુદ્ધ ' ગોકુળ'માં કંઈ નહિ બનવાનું. તો બહેન, બાપુજીને એટલી વિનંતિ ન કરે કે એ ગોવિંદ પાસે એવું કોઇ—પુરુષ કરતાં શરમાય તેવું—કામ ન કરાવે ? '

કપિલાબહેને એ વાત ત્યાં રાખી દેતાં સવાલ કર્યોઃ ' પણ ગોવિંદે એ વાત કોઇને શા માટે કરી ? અને કરી તો લોકો આંગળીઓ કરે તે સહેવા રહી. '

રાધાઃ ' એણે વાત નથી કરી. '

' તો ? '

રાધાઃ ' વિનાયક આપણે ત્યાં આવે છે. એ પણ એ જ વર્ગમાં છે. તેણે ગોવિંદને અહીં એ પ્રમાણે કામ કરતાં જોયેલો એટલે વર્ગમાં વાત ફેલાવી.'

રામરામ: 'વિનાયકને તો હું સારો છોકરો સમજું છું.'

કપિલાબહેન: 'એણે વાત કરી તેથી શું એ સારો મટી જાય છે? જૂઠી વાત કરવી એ ખરાબ છે, પણ હોય તેવી વાત કરે એમાં એનો શો દોષ?'

રાધાએ જોયું કે એમ વાત આડે માર્ગે લેઇ જઇ મા પોતાની માગણી ઉડાવી દે છે. એટલે એણે એ વાત ઉપર સીધા આવતાં રામરાયને પૂછયું: 'તો બાપુજી! મેં માગેલું ઇનામ નથી આપવું ને?'

'કોણે ના કહી, દીકરી?' રામરાયે ધીમું હસીને સામું પૂછયું.

'કપિલાબહેન: 'ના તો તું પાડે છે.'

રાધા: 'હું?'

'હા. એ કામ કરવા તું તૈયાર થતી નથી.'

'તૈયાર.'

'પછી કરવું પડશે.'

'કરીશ.'

'ને નહિ થાય તો?'

'ગોવિંદને મદદમાં બોલાવીશ.'

'એથી ગોવિંદને ઊલટ ગેરલાભ થશે.'

'કેમ?'

'તું કામ તો કંઇ કરી શકીશ નહિ. ફક્ત એ ઝડપથી કરતો હશે તેમાં તું અંતરાયરૂપ થશે એટલું જ.'

'પણ મને સંતોષ થશે.'

'શો?'

'કે હું એને મદદરૂપ થાઉં છું. બા-બાપુજી એની ઉપર હેત રાખે છે પરંતુ સ્વાર્થ પૂરતું જ.'

રામરાય: 'સાચે જ રાધા, તું ઇચ્છે છે કે ગોવિંદ ઘરકામ ન કરે?'

'ત્યારે શું, બાપુજી, તમે એમ માનો છો કે હું ગમ્મત કરું છું!'

'એક શરત તું કબૂલ કરે તો એ કામ એની પાસે ન કરાવીએ.'

'એ તો બા પણ કહે છે. મારાથી એ શા રીતે બને?'

'એ શરત નહિ, બીજી.'

'શી?'

'આપણે એની પાસે કોઇ કામ તો લેવું જોઇએ.'

'તે મારી ના નથી.'

'એને સોંપાય એવું એક કામ છે. અને તે તારી પાસે છે.'

'મારી પાસે શું છે?'

'તારા માટે આપણે દરસાલ ટ્યુશન તો રાખવું પડે છે ને!......'

વાત પામી જતાં રાધા બોલી: 'કબૂલ...કબૂલ...ગોવિંદ પાસે મારે અભ્યાસ કરવો.'

'જ્યારથી તું એ શરૂ કરીશ, ત્યારથી એને ઘરકામ નહિ કરવાનું.'

'આજથી. અત્યારથી.'

'તો અત્યારથી એ ઘરકામમાંથી છૂટો.'

રાધા કપિલાબહેન તરફ જોતાં બોલી: 'કબૂલ છે?'

કપિલાબહેન: 'તારા બાપુજીની વાત ક્યારે મેં મંજૂર નથી રાખી?'

કોઈ પતંગિયું ઊડે તેમ રાધા દિવાનખાનામાંથી ઊડી ગઈ. ગોવિંદ આવે ત્યારે શુભ સમાચારની વધાઈ ખાવા એનું દિલ ઊંચા-ઊંચ કરી રહ્યું હતું.

★

રાધા દોડી ગઈ એટલે મૂળ વાતના અનુસંધાનમાં રામરાય બોલ્યા: 'આજનો આપણો સંસ્કારનો અર્થ અપૂર્ણ છે, તે ગોવિંદનો દાખલો જોતાં તરત સ્પષ્ટ થાય છે. આપણો હિંદુધર્મ પૂર્વજન્મને માને છે, એનો કોઈ રીતે ઈન્કાર થઈ શકે તેમ નથી. આપણો નવો સમાજ જો નાતજાતને ભૂલી સંસ્કારને મુખ્ય માનવા તૈયાર થવાનો હોય, જે વિના હિંદુધર્મનો ઉદ્ધાર પણ નથી, તો એણે સંસ્કારનો આજનો પ્રચલિત-સંકુચિત અર્થ-પણ છોડવો પડશે.'

રામરાય શ્વાસ લેવા થંભ્યા. કપિલાબહેન મૂગાં મૂગાં સાંભળી રહ્યાં હતાં. બહાર ધીમો ધીમો વરસાદ પડ્યા કરતો હતો.

'ગોવિંદનો આપણે વિચાર કરીએ છીએ ત્યારે આજના એના સંસ્કારનો કોઈ તાળો બેસતો નથી. માબાપ વગરનો છોકરો. એક અભણ દાદાને હાથે ઉછરીને મોટો થયો. ઓગણીસમા વર્ષે આપણા શહેરના—સંસ્કાર ગૃહના—યુવકો બી. એ. થાય છે ત્યારે એ મેટ્રિક થયો છે. છતાં આજે બી. એ.ના પદવીધર પાસે જે વિચારસમૃદ્ધિ ન હોય તે એની પાસે છે. વીટામીન્સની પળેપળે ચિંતા કરી, ખોરાક લેનાર પાસે જે શરીરસંપત્તિ ન હોય તેવી એણે ગરીબ ખોરાકમાંથી મેળવી છે. અને એ સમૃદ્ધિ વિલાસરૂપ જ નથી, પરંતુ

શોભારૂપ છે એમ એના એક માસના અનુભવે આપણુને બતાવી આપ્યું છે. એણે ઘરકામની જે આશા નહિ રાખી હોય તે કામ પણુ આપણે સોંપ્યું છે. એની પરીક્ષા કરવા આપણે ઇરાદાપૂર્વક કડક પણુ થયાં છીએ.'

કપિલાબહેન એ પ્રસંગ યાદ આવતાં ગળગળાં થઈને બોલ્યાં: 'મેં એને કડક થઈને ગરીબાઈની વાતો રાધાને કહેવાની મનાઈ કરી ત્યારે એ ગભરાઈ ગયો હતો. બીજે દિવસે મારો ફોટો સાફ કરતાં કરતાં એ રડી પડયો. રાધાને એણે એ વાત કોઈને ન કહેવા સમ પણુ દીધા હતા. રાધાએ મને કહ્યું ત્યારે મને પણુ રડવું આવી ગયું. નાટકના નટની જેમ હું પાઠ તો ભજવતી હતી, પરંતુ નટના જેવું નિર્લેપ હૈયું રાખવું મારે માટે શક્ય ન હતું. હું તરત પામી ગઇ કે એ કેમ મારો ફોટો જોઇને રડયો. બા...બા...કહેતા એણે મારામાં એની મરેલી માના ભાવ પૂર્યા હશે અને એ મા તો એને કસ્તુરી ભરેલું કોઇ નિર્જીવ શબ દેખાયું—ફક્ત એ કસ્તુરીને લીધે ગંધાય નહિ એટલું જ. એમાં સજીવનું વહાલ ક્યાંથી હોય?'

રામરાય: 'આપણી ગણુતરી એણે સાવ ખોટી પાડી.'

કપિલાબહેન: 'તમે તો જાણે એને ન ઓળખી શક્યા. પરંતુ મુંબઇથી આવીને મને તમે વાત કરી. રાધાએ શિરનામું બતાવ્યું કે તરત હું જાણી ગઇ કે એ જ ચાર વર્ષનો આપણે શાહીબાગને બંગલે ચોરાઇને આવેલો ગોવિંદ!'

'રામરાય: 'મને તમે કહ્યું ત્યારે જ એ વાત યાદ આવી.'

કપિલાબહેન: 'આપણે શુકનઅપશુકનમાં ભલે ન માનીએ. પરંતુ આપણા લોહીમાં એ સંસ્કાર સૈકાથી જડાયેલા છે કે એવો

પ્રસંગ બનતાં બુદ્ધિ એનો ઇન્કાર કરતી હોય છે છતાં હૈયું એમાં માને છે.' અને પોતાની માન્યતા જણાવતાં એમણે કહ્યું: 'મારી એ વાત તમે હસી કાઢી છે, છતાં મારા હૈયામાંથી એ ભૂંસાઈ નથી. ગોવિંદનાં પગલાં બંગલામાં પડયા પછી, રાધાનો જન્મ એ મારા હૈયાએ એનાં પગલાંના શુકન માન્યા છે–ભલે એ એક દહાડો રહીને ચાલ્યો ગયો હોય!'

એનો વિરોધ પહેલાં થઇ ગયો હતો એટલે એ અંગે મૌન રહેતાં રામરાયે કહ્યું: 'પણ તમે એના વિષે કલ્પ્યું હતું એવું તો કંઇ ન નીકળ્યું.'

'મને વહેમ હતો હતો કે, એ પ્રસંગ મોટાં થતાં એ જાણતો હશે. એ નામ જાણીને, લેખ વાંચીને આવ્યો હોવો જોઈએ. એના દાદાએ કદાચ મોકલ્યો હશે. એને ખાતરી ન મળી હોત તો એ પ્રસંગ જણાવી એણે પોતાને રાખવા દયા પણ વાંચ્છી હોત. પરંતુ એક માસના એના અનુભવથી ચોખ્ખું જણાઇ ગયું કે એ પ્રસંગના મદાર ઉપર એ આવ્યો ન હતો. ઊલટ આપણે વધુ પડતું કામ સોંપી એની આકરી પરીક્ષા કરી છતાં, આપણા પ્રત્યે એને અસંતોષ થયો નથી.. કૉલેજમાં એની ટીકા થાય છે છતાં એ એથી શરમાતો નથી. આજ સુધી હું માનતી હતી કે ગરીબાઇ એ દયાજનક છે, પરંતુ એ જ ગરીબાઇને એણે ગૌરવ અપાવ્યું. દયાથી એ જીવવા નથી ઇચ્છતો પણ સ્વાશ્રમથી જીવવામાં એને આનંદ લાગે છે. રાધાએ એની વાતો જાણવા પછી ઘણા વખત પૂછ્યું પણ એણે પોતાની ગરીબાઇની વાત જ ન કરી.'

રામરાય: 'મારું એ જ કહેવું છે ને. આટલા ઊંડા સંસ્કાર એને ક્યાંથી મળ્યા? એ અમૂલ્ય મૂડી એના ગતજન્મની હોવી

જોઈએ, એમ એના આ જીવન ઉપરથી ચોખ્ખું દેખાય છે. સંસ્કારનો દાવો કરતા સમાજે કોઈ વગત ખોટો ફાંકો ન રાખવો જોઈએ. સંસ્કાર એ એક જન્મનો વારસો નથી. એ જન્મોજન્મનો વારસો છે. એનો વારસ અભણને ઘેર પણ હોય, વિદ્વાનને પણ ઘેર હોય. ગરીબને ઘેર પણ હોય, લક્ષ્મીનંદનને ઘેર પણ હોય. એટલે આપણે નાતજાત કે ઊંચનીચના ભેદ ભૂંસવાના સિદ્ધાંત ઉપર આવીએ ત્યારે સંસ્કારનો અર્થ એવો સંકુચિત ન કરી નાખવો જોઈએ કે એ અમુક વર્ગમાં જ હોય છે.'

કપિલાબહેનઃ 'એ રીતે ગોવિંદ એક સંસ્કારી યુવક છે એમ તો આપણે કબૂલ કરવું પડશે. એ પોતે આપણને ન ઓળખતો હોય એમ ન જ બને. છતાં એ પ્રસંગ આપણે યાદ ન કર્યો ત્યારે એ પણ મૂગો રહ્યો. મેં એના મુખના ભાવ ઘણા વખત વાંચવા પ્રયત્ન કર્યા છે, પણ જાણે એ પ્રસંગની દયા ઉપર એ જીવવા ન માગતો હોય તેમ એણે કદી એ વર્તાવા દીધો નથી.'

રામરાયઃ 'કપિલા! હું એમ માનું છું કે નાનપણમાં એ ખોવાઈ ગયો ત્યારે એના દાદાને ચૌદ દિવસમાં પાછો મળ્યો. જ્યારે આપણને ચૌદ વર્ષે!'

'તમારું કહેવું યથાર્થ છે.'

'હું એને જોઉં છું ને મને મારા દીકરા જેવો હૈયામાં ભાવ જાગે છે.'

'છતાં દીકરા પાસે જાજરૂ સુદ્ધાં સાફ કરાવતાં જીવ પાછો પડયો નથી.'

'મારી તો એટલી ખબર નહોતી. પણ તમે કહ્યું કે એક વખત એને આકરી પરીક્ષામાંથી પાસ થવા દો.'

'પરીક્ષકે વિદ્યાર્થી નપાસ થાય એ બીકે કંઈ પરીક્ષાનું ધોરણ નીચું ન કરવું જોઈએ.'

કપિલાબહેન હસીને બોલ્યાં: 'બિચારી રાધા, મનમાં રાજી થતી હશે કે ગોવિંદને માટે મેં મોટું ઈનામ માગી લીધું. એને ખબર નથી કે ગોવિંદને આવ્યે કાલે મહિનો પૂરો થાય છે. એના કામનો એ છેલ્લો દિવસ હતો. પરીક્ષામાં એ પાસ થયો હતો.'

રામરાયે સામું હસીને કહ્યું: 'એણે ઇનામ માગવા જતાં શિક્ષા વહોરી. ભણવા બેસવાનું એને થયું, એ આજે આનંદમાં એને નહિ લાગ્યું હોય. પણ પછી દરરોજ બેસવું પડશે એટલે......'

'ચાલો, એને બીક બતાવવાનું આપણને સાધન મળી ગયું.'

બહાર નજર કરતાં રામરાય બોલ્યા: 'વરસાદ જોસમાં પડતો લાગે છે. ગોવિંદ ભીંજાઈ જવાનો. આવા ચોમાસાના દિવસમાં પાણીમાં રહે એ......'

કપિલાબહેન: 'તમે તો હમણાં ચિંતા કરો છો, પણ મેં સગડી ઉપર ક્યારનું ગરમ પાણી મૂકી રાખ્યું છે.'

રામરાય હસતાં: 'તમે તો એનાં મા છો. માને ચિંતા હોય એટલી પિતાને ઓછી હોય છે? છતાં મેં તો કહ્યું હતું કે રહેવા દેને જવાનું, પણ મને કહે કે, બાને રાતરાણી ખાસ જોઈએ છે.'

કપિલાબહેન: 'સાચે જ, આખો મહિનો એણે જે રીતે કામ કર્યું છે એ જોતાં, એ કામમાં એનું હૈયું ન હોત તો મેં એને ખુશામત માની હોત. પરંતુ ખુશામત કે દયાનો ભાવ એના મોં ઉપર મેં જોયો નથી.'

રામરાય: ' આજે આપણે એની પરીક્ષાનું પરીણામ જાહેર કરીએ. '

કપિલાબહેન: ' આપણા સુધી એ વાત રાધા આવવા જ નહિ દે. એને જોતાં સામી દોડશે—ઇનામ......મોટું ઇનામ..., એમ જોજોને હમણાં ગજાવી મૂકશે. '

રામરાય: ' એ તો એની ગાયની બહાદુરી પૂરતી વાત કરશે. આપણે એ સિવાય બીજું ક્યાં કહેવાનું નથી? એના દાદાની ખબર પૂછવાની. સાથે પૂજારી આવ્યા હતા તેની વાત પૂછવાની છે. એને પોતાને ગરીબાઇમાં આ ગુણો ખીલવવાની ગામડામાં શી રીતે તક મળી. '

ત્યાં તો રાતરાણીનો છોડ, મૂળિયાં સાથે ચોંટેલી માટી ધોવાઈ ન જાય માટે એ ભાગને બે હાથમાં સંતાડી ગોવિંદ ઝાંપામાં પ્રવેશ્યો.

રાધા એની ઉત્સુકતાપૂર્વક રાહ જોઈ રહી હતી એટલે બૂમ પાડતી સામે દોડી: ' ઇનામ.. ઇનામ...ઇનામ...'



સુસ્મિતાએ બપોરની રજામાં ગોવિંદને કહ્યું: 'ગોવિંદ! કૈલાસબા આવ્યાં છે.'

કૈલાસબહેનનું નામ સાંભળતાં ખુશ ખુશ થઈ જઈ ગોવિંદ બોલી ઊઠ્યો: 'ક્યાં?'

સુસ્મિતાએ હસીને કહ્યું: 'તું હજી મોહનપરામાં હતો એવો જ ભોળો રહ્યો લાગે છે.'

'ભોળા રહેવું એ ખોટું છે?'

'ખોટું નથી તેમ સહેલું પણ નથી.'

'મને એવી કવિતા નથી આવડતી. કૈલાસબા ક્યાં છે એ વાત કરને.'

'ક્યાં હોય? તું જ વિચાર કરને.'

'તારે ઘેર.'

'ત્યારે એમ સમજી જતો કેમ નથી? મેં એમને વાત કરી કે ગોવિંદ પણ મારી સાથે છે.'

ગોવિંદ હસ્યો.

સુસ્મિતાએ પૂછ્યું: 'કેમ હસ્યો?'

'કહેવું હતું ને કે એ હવે પહેલો નંબર લે તેવો નથી રહ્યો.'

સુસ્મિતા હસીને બોલી: 'તો હું પણ ક્યાં રહી છું?'

'તારી વાત ન થાય. તું ધારે તો લેઈ શકે.'

'હમણાં હું તને ભોળો કહેતી હતી, પણ એ મારી જ ભૂલ છે. તું પણ સામાને બનાવતાં સરસ શીખ્યો છે.'

નાનપણની જ સુશીલા સાથે ગોવિંદ વાત કરતો હોય એ ઢબે કંઈ બોલ્યા વગર તાકી રહ્યો હતો.

સુસ્મિતા એને જાગ્રત કરતાં બોલી: 'કૉલેજની છોકરી સામે આમ તાકી રહે એનો શો અર્થ થાય, જાણે છે?'

ડોકું હલાવી ગોવિંદે કહ્યું: 'જાણું છું. એટલો બધો બાળક તો નથી રહ્યો.'

'તો પછી?'

'હું સુસ્મિતા સામે ન તાકી શકું પણ સુશીલા સામે તાકી રહેવાનો મને હક છે.'

'આ તું ય કવિતા જ કરે છે ને?'

'ના. મારું હૈયું વ્યક્ત કરું છું.'

'હૈયું વ્યક્ત કરવું એનું નામ જ કવિતા. કવિતાની કલા પારખવા આટલું વાક્ય જાણી લેવું પૂરતું છે.'

'તેથી તો હું કહું છું કે તું ધારે તો પહેલો નંબર આવે. તારે તો ઘરના પ્રોફેસર. ઉમળકાભેર તને પોતાને ઘેર રાખી ભણાવે છે. પછી તારા અભ્યાસ માટે એ શું ન કરે?'

સુસ્મિતાએ વાત કરી ત્યારથી ગોવિંદ સુરેન્દ્ર ઉપર વારી ગયો હતો. લોકો—નેતેમાં ય ખાસ કરીને એની નાતના પાટીદારો—લગ્નની શરત તરીકે પરઠણ માગે છે, જણુરો માગે છે, ત્યારે આ પ્રોફેસરે લગ્નની શરત તરીકે એક જ માગણી કરી—સુસ્મિતાએ આગળ ભણવું!

ગોવિંદ મનમાં ને મનમાં હરખાતો--કેવો કોડિલો પતિ એને મળ્યો છે! સુરેન્દ્ર ગોવિંદ કરતાં ત્રણ વર્ષ મોટો હતો. એમ. એ.માં ફર્સ્ટ ક્લાસ આવ્યો હતો. ગુજરાતી અને સંસ્કૃત એના વિષયો હતા. હાલ એ લેકચરર તરીકે નિમાયો હતો, પરંતુ ગુજરાત કૉલેજના સિનિયર પ્રોફેસર ત્રણ વર્ષમાં રિટાયર્ડ થવાના હતા એટલે એનું ભવિષ્ય ઉજળું દેખાતું. પ્રિવિયસમાં એ ગુજરાતી પત્ર લેતો. કવિતાદેવી સદેહે જાણે હાજરાહજુર ન આવી હોય તેમ એને શીખવતો જોઈ ગોવિંદને અનુભવ થતો.

ગોવિંદ સુસ્મિતા આગળ એનાં વખાણ કરતો ત્યારે એ મૂગી રહેતી. પતિની વાત હોવાથી એ શરમાય છે, એમ એનો ગોવિંદ અર્થ કરતો. આ વખત પણ સુસ્મિતા એમ મૌન રહી એટલે એણે કહ્યું: ' ખોટું નથી કહેતો, સુશીલા! તારા જેવી બુદ્ધિશાળી છોકરીએ તક મળી છે તો જરૂર એનો પૂરતો લાભ લેવો જોઈએ.'

સુસ્મિતા વાત કાપતાં બોલી: ' મેં કંઈ મારાં વખાણ કરાવવા તને નથી બોલાવ્યો. કૈલાસબાનો સંદેશો કહેવા...'

' હા. હા. એ તો ભૂલી જ ગયો. મારે એમને મળવું છે.'

' એમને પણ તને મળવું છે.'

મોં ઉપર આનંદનો ભાવ વ્યક્ત થતાં: ' મને એ ભૂલ્યાં નથી, એમ ને ત્યારે?'

' એટલે? તું અમને નથી ભૂલ્યો, પછી અમે તને...'

ગોવિંદ એનું કારણ આપતાં બોલ્યો: ' ગામડાના લોકોને થોડા માણસના પરિચયમાં આવવાનું થાય એટલે એમને યાદ રહે. પણ શહેરના લોકોને ઘણાં માણસો સાથે...'

સુસ્મિતા રોષ કરી બોલી: ' એટલે તું અમારે મન એવાં ઘણાં માણસોમાંનો એક છે, એમ તું માને છે!'

ગોવિંદ: 'તમે શહેરના લોક વાત વાતમાં ખોટું લગાડી દો...'

'તમને ગામડાના લોકને બોલતાં આવડે નહિ, પછી ખોટું ન લગાડે તો......' બનાવટી ગંભીરતા ધારણ કરી સુસ્મિતા આટલું બોલી તો ખરી પણ તરત હસી દેવાયું.

ગોવિંદ પણ એવું સામું હસીને બોલ્યો: 'ગામડિયા ભાઈને માફ કર, સુશીલા. બોલ હવે કેમનું અમારે મળવાનું છે?'

'કૉલેજમાંથી છૂટીને તારે મારી સાથે આવવાનું છે.'

'સારું.' કહેતાં કંઈ વિચાર કરતો હોય તેમ ગોવિંદે તરત જવાબ ન દીધો.

સુસ્મિતા: "'ગોકુળ'માં કહેવડાવવું પડશે એનો વિચાર કરે છે?" અને એનો પોતાની જાતે ને જાતે જવાબ આપતાં ઉમેર્યું: "'ગોકુળ'માં વળી 'ગોવિંદ'ને કોની રજા લેવાની હવે રહી છે? 'રાધા' 'ગોવિંદ'ની છે ત્યાં 'ગોકુળ'માં એને કોની પરવા છે?"

કૉલેજમાં જેમ ગોવિંદ ઘરકામ કરતો એ વાત ફેલાઈ હતી, તેમ ગોવિંદનો જૂનો ઈતિહાસ પણ હવે ફેલાઈ ગયો હતો. એની પાસેથી કામ તો હાલ પણ લેવાતું હતું, પરંતુ એની બુદ્ધિ જોઈ એને ઉપલી પાયરી મળી એમ કહેવાય. સાથે જવાબદારી પણ વધી હતી. રામરાયે આખા બંગલાની ચાવી એને સોંપી હોય તેમ બધો કારભાર એને કરવો પડતો હતો. બીજા વિદ્યાર્થીઓને ઈર્ષા જન્મે એવી એની સ્થિતિ હતી.

પછી કોલેજના યુવકો, કહેવાનું શું બાકી રહે? કોઈ કોઈએ એને મોઢે કહ્યું: 'દત્તક થયો હોત તો મિલકત જ મળત. આ તો મિલકતે ય મળશે અને ઉપરથી નફામાં પત્ની મળશે.'

કૉલેજિયનનું મોં ઝાલવું એ તો કદી શક્ય હોતું નથી. ગોવિંદ એમાં પોતાની અનિચ્છા વ્યક્ત કરતો ત્યારે વાત આગળ ચાલતી:

'એમાં યાર, રોષ શો કરે છે? એવાં 'ગોકુળ', ને 'રાધા' મળતાં હોય તો આ બંદા 'ગોવિંદ' થવા તૈયાર છે!'

ગોવિંદ શરૂથી સમજી ગયો હતો કે પોતે જો ખિજાશે તો યુવકો એનો કેડો લેશે. એટલે એ વાત થતી ત્યારે એ મનનો વિરોધ બહાર વ્યક્ત કરતો નહિ.

પરંતુ એ જ વસ્તુ સુસ્મિતાએ કહી ત્યારે એનાથી બોલ્યા વગર ન રહેવાયું. કહ્યું: 'સુશીલા! તું પણ બધાની જેમ મારી મશ્કરી કરશે?'

સુસ્મિતાએ પોતાના હૈયા તરફ આંગળી કરતાં કહ્યું: 'ગોવિં-દની મશ્કરી થાય, એવું હું કદી અંતરથી ઈચ્છું?'

રજા પૂરી થયાનો ટનનન કરતો ઘંટ વાગ્યો એટલે જતી વખતે સાથે આવવાનું ભૂલાય નહિ, એમ કહી બંને જણ છૂટાં પડયાં.

પ્રોફેસર સુરેન્દ્રનું કુટુંબ છેલ્લી ઢબે રહેતું. દરેક માણસ માટે પોતપોતાના ખાનગી કમરા હતા. સુરેન્દ્રનાં પિતા, માતા, ભાઈ, બહેન અને એ બંને જણ, એમ છ જણ હાલ કુટુંબમાં હતાં. બે બહેનો પરણાવેલી મુંબઈ હતી. કૈલાસબહેનને મળવા ગોવિંદ ગયો ત્યારે બીજા કુટુંબમાં જેમ બધાં માણસો ભેગાં થઈ જાય, તેવું અહીં કંઈ ન બન્યું. મુલાકાતના ખંડમાં એ પોતે, કૈલાસબહેન અને સુસ્મિતા ત્રણ જણ જ હતાં.

તેમાં ય થોડી વારમાં સુસ્મિતાને સુરેન્દ્રે બોલાવી લીધી. એની હાજરી એ પણ છેલ્લી ઢબમાં અસભ્યતા હોય તેમ ઉપરથી નીચે એ અંગે રોષ વ્યક્ત કરતાં એનો સૂર સંભળાયો: 'સુસ્મિતા! આ તમારી કયી સભ્યતા? તમે તો રોજ કૉલેજમાં મળો છો. એ મળવા કૈલાસબહેનને આવ્યા છે તો વચ્ચે તમે શું કામ બેસી રહ્યાં છો?'

સુસ્મિતાના મોં ઉપરનું હાસ્ય અદૃશ્ય થયું. કોઇ પૂતળું દોરી ખેંચાતાં ચાલ્યું જાય તેમ સુસ્મિતા ઉપર ચાલી ગઈ.

કૈલાસબહેન ગોવિંદને એ અંગે કહેતાં બોલ્યાં: 'આ લોકોનું કુટુંબ, ભાઇ, બહુ સુધરેલું. સુશીલાના વડ સસરા પણ વિલાયત ગયેલા. સસરા પણ ગયેલા છે. સુરેન્દ્ર કુમાર પણ જવાના છે. એમની ઇચ્છા સુશીલાને પણ સાથે લેઈ જવાની છે. પરંતુ પોતાની પત્ની બી. એ. સુધી ભણેલી ન હોય તો સાથે લેઈ જતાં એમને સંકોચ થાય છે. જેની પાસે કોઈ પણ યુનિવર્સીટીની ડિગ્રી ન હોય તે ઇંગ્લાંડમાં અસંસ્કારી ગણાય છે. એટલે એ ખાતર એ ચાર વરસ રોકાઈ ગયા છે. સુશીલા બી. એ. થાય કે તરત બંને વિલાયત ઊપડી જવાનાં છે.'

ગોવિંદને આટલી ઊંડી સભ્યતાની કે સંસ્કારિતાની ખબર ન હતી. ચાર પાંચ માસથી 'ગોકુળ' માં રહેતાં એને એ સમજાવા માંડી હતી. પરંતુ કૈલાસબહેને કહ્યું એવું ત્યાં કંઇ હતું નહિ. કોઇ કોઈની વાતમાં માથું ન મારે એનો અર્થ કોઇએ કોઈની વાતમાં રસ ન લેવો એવો થતો ન હતો. ઘેરથી દાદાનો કાગળ આવે કે 'ગોકુળ' નાં બધાં એ વાંચતા ઉત્સુકતા બતાવતાં. એનો જવાબ લખ્યો કે નહિ, એની પણ ચિંતા કરતાં. રામરાય પોતે આઇ. સી. એસ. હતા, છતાં કોઈ દિવસ ઈંગ્લેન્ડમાં આમ ને પશ્ચિમમાં આમ, એ બોલતા નહિ. સભ્યતા અને સંસ્કારની એ વાત કરતા ત્યારે કોઈ દેશ કે અમુક લોકોના ધોરણની વાત કરતા નહિ. માનવતાની રીતે જ એ દરેક વાત વિચારતા.

ભણતરની બાબતમાં પણ અંગ્રેજી ડિગ્રી પ્રત્યે એમને મોહ ન હતો. અંગ્રેજી સાહિત્યને એ માન આપતા, પરંતુ અંગ્રેજીની ડિગ્રી ન હોય તો બુદ્ધિ ન આવે તે એ કબૂલ કરતા નહિ. હાલના અંગ્રેજી સાહિત્યના સ્વામી બર્નાર્ડ શૉનો દાખલો આપતાં એમને એ

અનએજ્યુકેટેડ વાઈઝ મેન(વણભણ્યા ડાહ્યા માણસ) તરીકે ઓળખાવતા. એવા જ આ દેશના પણ દાખલા આપતા—કવિવર રવીન્દ્રનાથ ટાગોર, સર ચિંતામણિ, સર પ્રભાશંકર પટ્ટણી. જ્યારે આ ઘરની સભ્યતા અને સંસ્કૃતિ સાવ જુદાં હતાં. ગોવિંદે એ વિષે કંઇ અભિપ્રાય ન આપ્યો.

કૈલાસબહેને માની લીધું કે ગોવિંદ પણ પોતાની જેમ સુસ્મિતાનાં સાસરિયાંના સંસ્કારથી ખુશ થયો હતો. એમણે એ વાત આગળ લંબાવતાં કહ્યું: ‘ સુશીલા ભાગ્યશાળી એટલે જ આ લગ્ન બન્યું, બાકી બીજી ત્રણ છોકરીઓ ઉમેદવાર હતી. એક એના જેટલું મેટ્રિક ભણેલી હતી. બીજી ઇન્ટરમાં હતી. ને ત્રીજી આ સાલ બી. એ.માં પાસ પણ થઈ ગઈ. ’

છતાં સુસ્મિતા ઉપર પસંદગી ઊતરી એટલે ગોવિંદે માની લીધું કે એ બંને એકબીજાના સારા પરિચયમાં આવ્યાં હશે અને તેથી જ આ લગ્ન થયું હશે. સુસ્મિતાને એણે પૂછેલું પણ એણે એ બધો ઇતિહાસ કહેલો નહિ.

પરંતુ કૈલાસબહેને એનો ભ્રમ ભાંગતાં કહ્યું: ‘ પરિચય જેવું તો કશું નહિ. અમે નડિયાદમાં, એ અમદાવાદમાં. એ મોટા લોકો અમે......’ ગોવિંદથી એ ક્યાં અજાણ્યું હતું એટલે વાક્ય પૂરું ન કરતાં એમણે આગળ કહ્યું: ‘ અમારી એમને ઘેર પૂછવા જવાની હિંમત પણ ન હતી. પરંતુ સુશીલાનું ભાગ્ય......બે છોકરીઓ અમદાવાદની હતી. બી. એ. વાળી મુંબઈની હતી. એ ત્રણેની સાથે થોડાવત્તો પરિચય ખરો, જ્યારે સુશીલા અને એ વિવાહનો પ્રશ્ન પહેલી જ વખત આવતાં મળ્યાં. ’

ગોવિંદે કહ્યું: ‘ સુશીલા પહેલેથી હોશિયાર એટલે મુલાકાતમાં એણે બુદ્ધિ બતાવી હશે.’

'બુદ્ધિ તો ઠીક,' કૈલાસબહેને કહ્યું: 'એ તો આપણે ગામડામાં હોઇએ ત્યાં સુધી બુદ્ધિવાળાં દેખાઇએ. તને હવે તો અનુભવ થયો હશે. કૉલેજમાં તારા કરતાં બુદ્ધિવાળા......'

'મારો તો અહીં નંબર જ ન લાગે.'

'પેલી છોકરીઓ અમદાવાદ, મુંબઈ રહેલી એટલે ઓછી બુદ્ધિવાળી ન હોય? મુંબઇવાસીનો પિતા બેરિસ્ટર છે.'

'છતાં સુશીલાનો.........'

'સુશીલાનું ભાગ્ય તે, ત્રણ છોકરીઓ કરતાં એ વધુ સુંદર હતી.'

વીજળીના કરન્ટે હાથ અડતાં માણસ ધ્રૂજી ઊઠે તેમ ગોવિંદ ધ્રૂજી ઊઠયો!



ગોવિંદને થયેલો આઘાત હજુ પૂરો શમ્યો ન હતો ત્યાં સુસ્મિતા આવી. વાતનો વિષય ખૂટ્યો હતો એટલે કૈલાસબ્હેને કહ્યું: 'ગોવિંદ, પ્રભુની કળા અકળ છે તે આનું નામ. નાનપણમાં તમે બેઉ પાંચ વર્ષ ભેગાં રહ્યાં--વળી છૂટાં પડ્યાં. પાછાં પહેલાંની જેમ સાથે થયાં.'

'ગોવિંદ: 'સુશીલાએ વચ્ચે અભ્યાસ છોડયો ન હોત તો આજે જ્યુનિયર બી. એ. માં હોત.'

કૈલાસબ્હેન: 'પણ તારી સાથે જ ભણવાનું ભાગ્યમાં લખ્યું હશે એટલે આગળ જાય શી રીતે?'

ગોવિંદે હસીને સુસ્મિતા તરફ જોયું.

સુસ્મિતા: 'માનું છું કે તમારી બંનેની વાત પતી ગઈ છે.'

ગોવિંદ: 'કેમ, કંઈ બીજો હુકમ છે?'

'સુરેન્દ્રનું સૂચન છે કે ગોવિંદને જો વાંધો ન હોય તો ઉપર આવે. અલ્પ વાર્તાલાપ થશે.'

ગોવિંદ ફરીથી હસીને કૈલાસબ્હેન તરફ જોઈ બોલ્યો: 'ગોવિંદ તે એવો ક્યો મોટો માણસ છે કે એને વાંધો હોય?'

અર્થનો અનર્થ થતો જોઈ સુસ્મિતાએ કહ્યું: 'મતલબ કે વખત હોય તો. મેં એમને કહ્યું કે એ કૉલેજથી સીધો અહીં આવ્યો છે એટલે 'ગોકુળ'માં......' અને સુસ્મિતાએ આછું સ્મિત કર્યું, જે ગોવિંદે પારખ્યું, કૈલાસબહેનને એનો ખ્યાલ પણ ન આવ્યો.

ગોવિંદ એ આછા સ્મિતના ઊંડા અર્થમાં ન ઊતરતાં બોલ્યો: 'જોયું કૈલાસબા! સુશીલા કેવી પાકી છે. મેં એને કેટલા ય વખત કહ્યું છે કે પ્રોફેસર સાહેબ સાથે મારી ઓળખાણ તો કરાવી દે. છેવટે કૉલેજમાં એક વખત ન છૂટકે મને ભેગો કર્યો હતો. આજે એ સામે ચાલીને બોલાવે છે ત્યારે એણે કેવું માંડી વાળ્યું કે એને વખત નથી......'

'મારો એમાં ક્યાં દોષ છે?' સુસ્મિતાએ રોષ કરતી હોય તેવા સૂરમાં કહ્યું: 'કૈલાસબાને મળવા આવવામાં તું વિચાર કરતો હતો એટલે મેં માન્યું કે મંજૂરી મળ્યા વિના આવવામાં તને રાધાની બીક લાગતી હશે......'

ગોવિંદે આંખ વતી ઇશારો કર્યો: 'આ વાત અહીં બા આગળ કરવી એ સારું છે?'

પણ સુસ્મિતાએ વાત અટકાવી કૈલાસબહેને તરત પૂછ્યું: 'રાધા કોણ છે?'

સુસ્મિતાએ ગોવિંદ સામે જોઈને કહ્યું: 'એને પૂછોને.'

ગોવિંદ બોલ્યો: 'કૈલાસબા! કૉલેજમાં ભણતાં છોકરા-છોકરીઓ તોફાની હોય છે તે તમે જાણતાં હશો. હું ગામડિયો રહ્યો, સીધો સાદો રહ્યો એટલે એ વિદ્યાર્થીઓ મને ખિજવે છે. એ બધાંની વાદે સુશીલા પણ......'

વચ્ચે જ કૈલાસબહેન ઠપકો આપતાં હોય એ ઢબે બોલ્યાં: 'સુશીલા! પારકાંની જેમ તું પણ એને ખિજવે......'

સુશીલા: 'કૈલાસબા! તમે ય શું એ કહે છે તે સાચું માનો છો?'

ગોવિંદ: 'હું જૂઠું બોલું એમ તમે માનો છો?'

કૈલાસબહેન: 'ના, ગોવિંદનું જૂઠું હું ન માનું.'

સુસ્મિતા રોષ કરીને બોલી: 'નામીચો વાણિયો રળી ખાય અને નામીચો ચોર માર્યો જાય, એ આનું નામ.' અને એ બધી વાત સુસ્મિતાએ કૈલાસબહેનને ટૂંકમાં કહી સંભળાવી.

ગોવિંદ: 'એક વાત તો એણે કહી નહિ.'

સુસ્મિતા: 'શી?'

ગોવિંદ: 'મારું ઘરકામ છોડાવનાર એ પોતે. રાધા આગળ એ રહી.' અને એણે સહેજ અટકીને ઉમેર્યું: 'કૈલાસબા, મને ખબર નહિ કે આમ મારું ઘરકામ છોડાવવામાં એની દાનત બૂરી હશે.'

'બૂરી દાનત?' સુસ્મિતાએ આશ્ચર્ય પામતાં પૂછ્યું.

'બૂરી નહિ તો શુદ્ધ? રોજ રોજ આમ માણસને ખિજવવું એ તે કેવી દાનત?'

સુસ્મિતા: 'જેને સામાના દોષ જ જોવા છે એને કોણ પહોંચે?'

કૈલાસબહેન ગોવિંદના ભાગ્યનો વિચાર મનમાં કરતાં હતાં એટલે એ વાદવિવાદમાં ન પડતાં એમણે કહ્યું: 'ગોવિંદ! ભાઈ! ભાવિના ગર્ભમાં શું છે તે તો જાનકીનાથ પણ જાણતા નથી

હોતા. પરંતુ નાનપણથી મને લાગ્યા કર્યું છે કે તારું ભાગ્ય મોટું છે......'

'બસ! હવે તો અમે તને મોટું જિન્દગીએ છીએ એમ નહિ કહે ને?' સુસ્મિતાએ પોતાની જીત થઈ હોય તેમ પૂછ્યું.

કૈલાસબહેનઃ 'સુશીલા! એવી વાતો કરવી એ ઠીક નહિ. એવી મૂળ વગરની વાતોથી માણસને કોઈ વખત લાભને બદલે હાનિ થાય છે.'

સુસ્મિતા ગોવિંદ સામે હસીને બોલીઃ 'ગોવિંદને એ પસંદ જ નથી એટલે હાનિ થશે તો એનું ભલું જ થવાનું છે.'

કૈલાસબહેનઃ 'ભલુંબૂરું તો પ્રભુના હાથની વાત છે...'

સુસ્મિતા આવી હતી તો ગોવિંદને ઉપર બોલાવવા પણ નીચે આવતાં એ ભાન ભૂલી ગઈ. ઓચિંતી એ વાત યાદ આવતાં એ ગભરાઈ ગઈ હોય તેમ ઊભી થઈ જતાં બોલીઃ 'હું તો શા કામે આવી હતી અને શું કરવા બેસી ગઈ!'

'કેમ?' કૈલાસબહેને પૂછ્યું.

'ગોવિંદને સુરેન્દ્ર ઉપર બોલાવતા હતા એટલે......'

કૈલાસબહેન વચ્ચે જ બોલ્યાંઃ 'જા ભાઈ ત્યારે. એમને ખાલી બેસી રહેવું પડે એટલો વખતનો વ્યય......'

ગોવિંદ ઊભો થયો. કૈલાસબહેનને જય જય કર્યા.

કૈલાસબહેનઃ 'ફરી ક્યારે મળીશ, ભાઈ?'

'બીજી વખત આવું ત્યારે આવીશ. સુશીલા ને હું સાથે છીએ એટલે ખબર તો તરત પડશે જ.'

કૈલાસબહેન હસ્યાં. એનું મંગળ ઇચ્છ્યું.

ઉપર જતાં સુરેન્દ્રે ખુરસી બતાવતાં કહ્યું: 'બેસો, ગોવિંદલાલ.'

ગોવિંદ હસ્યો.

સુરેન્દ્રે પૂછ્યું: 'કેમ હસ્યા ?'

ગોવિંદ: 'મને આટલા બધા માનથી બોલાવવાનો હોય નહિ. ગોવિંદ નામ જ બસ છે. બહુ તો ગોવિંદભાઈ, પણ ગોવિંદલાલ...'

સુરેન્દ્ર ડોકને સહેજ ઝૂકાવીને બોલ્યો: 'યસ યસ, આઈ અન્ડરસ્ટેન્ડ. તમે પટેલ એટલે નામ સાથે ભાઈ જોડાય.' અને મોં ઉપર વિષયના પ્રમાણમાં પાંચ ટકા હાસ્ય લાવીને એણે ઉમેર્યું: 'અમે તો લાલથી ટેવાઈ ગયેલા. લાલ પણ અમારે માટે જૂનું થઈ ગયું. ચંદ્ર, કુમાર, રૉય અને એવાં એવાં સંબોધનો આવી ગયાં છે.'

ગોવિંદે યાદ આવતાં પોતાનો અનુભવ કહ્યો: 'શહેરનાં નામ તો એટલાં નવીન છે કે હું તો એ નામ છોકરાનું છે કે છોકરીનું તે જ નથી સમજી શકતો.'

સુરેન્દ્ર સુસ્મિતા સામે મોં મલકાવીને બોલ્યો: 'તમારો મિત્ર સાચે જ ગ્રામજન છે.'

ગોવિંદ: 'સાદી ભાષામાં ગામડિયો છે એમ જ કહેવાય.'

સુરેન્દ્ર: 'ગામડાની આ નિખાલસતા મને ગોવિંદભાઈ જરૂર ગમે છે.'

ગોવિંદ: 'એ નિખાલસતા શહેરમાં આવવી મુશ્કેલ છે.'

સુરેન્દ્ર ટેબલ ઉપર હાથ પછાડી બોલ્યો: 'રાઈટ ! રાઈટ ! માનવના અમુક ગુણો ગ્રામસમાજમાં વિકસવા શક્ય છે, જ્યારે અમુક ગુણો શહેરીસમાજમાં પોસીબલ છે. ધેટ મીન્સ, તમારો જ

એકઝામપલ!' અને એણે સુસ્મિતા સામે નજર કરી કહ્યું:
'સુસ્મિતાએ મને વાત તો કરી હતી કે ગોવિંદ વોઝ માય સ્કૂલ
કમ્પેનિયન ઇન મોહનપુરા. પણ વિનાયક 'ગોકુલ'માં આવ્યો હશે
ને તમને ઘરકામ કરતા જોઈ, જગતની જે અજાયબીઓ એ
જ્યોગ્રોફીમાં ભણ્યો હતો એના કરતાં તમારી અજાયબી એને
વિસ્મયજનક લાગી. આવીને એણે મને કહ્યું—સુસ્મિતા જેને
ચાઇલ્ડહુડનો ફ્રેન્ડ માને છે તે ગોવિંદ 'ગોકુળ'માં વાસણ માંજે
છે! મને ય એક ક્ષણ તો નવાઈ લાગી. બટ આઈ એમ મચ
પ્લિઝ્ડ.' જાણે હાલ પણ સુરેન્દ્ર એટલો ખુશ થયો હોય તેમ હસતા
એણે ગોવિંદ સામે તાકી રહ્યો.

ગોવિંદ: 'સાહેબ!......'

વચ્ચે જ સુરેન્દ્રે કહ્યું: 'આપણે અહીં પ્રોફેસર સ્ટુડન્ટ
તરીકે બેઠા નથી. યુ આર એ ફ્રેન્ડ ઑફ સુસ્મિતા એન્ડ ઇટ
મિન્સ, યુ આર એ ફ્રેન્ડ ઑફ માઇન્સ.'

ગોવિંદે એ મિત્રતાનો સ્વીકાર કર્યો હોય તેમ એ આગળ
બોલ્યો: 'સુસ્મિતાને મારી સ્થિતિની પૂરેપૂરી માહિતી છે. દાદાને
એણે જોયેલા છે. મને પણ ઘરકામ કરતો એણે મોહનપરામાં
જોયેલો છે. એટલે હું ઘેર કામ કરતો હતો ત્યારે શરમ નહોતી
આવતી, તો પછી અહીં મને શાની શરમ?'

સુરેન્દ્ર સુસ્મિતા તરફ જોઈ ગોવિંદને ઉદ્દેશી બોલ્યો: 'એ તમારી
મિત્ર મારા આગળ હજુ સિરિયસ રહે છે. મેં એને કેટલાય વખત કહ્યું
કે ડોન્ટ ફીલ ઇન યોર માઈન્ડ ઇનફીરિયોરીટી કોમ્પ્લેક્સ! આઈ
બીલીવ ઇન ધી રાઇટ્સ ઑફ ઇક્વૉલીટી.'

ગોવિંદ બાળપણનાં સંસ્મરણો યાદ કરતાં હસીને બોલ્યો:

'સુશીલા પહેલેથી થોડી નરમ છે. નિશાળમાં મને એના બાપુજીથી અન્યાય થતો હોય તો એ ઘેર જઇને કૈલાસબા આગળ રડી દે, પણ બાપુજીને ન કહી શકે.'

સુરેન્દ્રઃ 'પણ અહીં તો કૈલાસબા નથી, પછી કોના આગળ રડી દેશે?'

ગોવિંદે સુસ્મિતા સામે જોયું.

સુસ્મિતાએ પોતાનું મૌન સુરેન્દ્રને અસભ્ય ન લાગે તે ખાતર તોડયું. કહ્યું: 'રડવા માટે સામે માણસ જોઇએ એવું કંઇ નથી. માણસ એકલું પણ રડી શકે છે.'

કટાક્ષ કરતાં સુરેન્દ્રે ગોવિંદને કહ્યું: 'સી, ધીસ ઇઝ ફેમીનાઇન ક્વૉલીટી.'

ગોવિંદને સમજ ન પડતાં એણે પૂછયું: 'એટલે?'

'આજના નૂતન યુગની નારી પણ રડવાનો બચાવ કરે છે. એની સામે પડકાર કરતી નથી.'

ગોવિંદે સુસ્મિતા સામે જોઇ કહ્યું: 'સાચું છે, સુરેન્દ્રભાઈનું કહેવું. તમારા જેવી નૂતન યુગની નારીએ તો ગુલામીનાં બંધન તોડવાં પડશે.'

સુરેન્દ્ર કટાક્ષ કરતાંઃ 'મારા જેવો ગુલામીનું પિંજર ખોલી નાખે છે, છતાં એમાં પુરાયેલું પંખી બહાર નીકળતું નથી. માય એકસપિરીઅન્સ સેઝ યુનિવર્સિટી એજ્યુકેશન ઇઝ ઇન્ડિસ્પેન્સેબલ.'

ગોવિંદ સુસ્મિતા સામે જોઇને બોલ્યો: 'ના, ના, સુરેન્દ્રભાઈ, સુશીલા એટલી નિર્બળ નથી જ કે પિંજર ઉઘાડું હોય છતાં એ પૂરાઈ રહે. મને એથી ઊલટો અનુભવ છે.'

સુરેન્દ્ર ખુશ થતાં બોલ્યો: 'તે જાણવા મેં આપને બોલાવ્યા

છે. એમાંથી જ મને સુસ્મિતા સાચી ઓળખવા મળશે. હું માનસ-શાસ્ત્રનો અભ્યાસી છું. એના ગુણો એક વખત જાણી લેઈને હું તેને સંપૂર્ણ વિકસાવવા માગું છું.'

ગોવિંદ: 'એ સંસ્મરણો ખાસ કરતાં એ પોતે સારી રીતે કહી શકશે. એના જેટલું સરસ વર્ણન કરતાં મને તો આવડતું પણ નથી.' અને સુસ્મિતા સામે જોઈને ગોવિંદે પૂછ્યું: 'કેમ સુશીલા, કહું તારું પરાક્રમ કહું ને?'

સુરેન્દ્રે કહ્યું: 'એમાં એમને શું પૂછો છો? એ સાંભળવા તો મેં તમને બોલાવ્યા છે.'

ગોવિંદ: 'સુરેન્દ્રભાઈ! જો તમે એમ માનતા હો કે સુશીલા સુશીલ છે તો એ સાવ ખોટું છે. એ તમને ઓળખી લેતાં સુધી હમણાં શાંત હોય તો ભલે. બાકી પછી એ તમને એવા હેરાન કરશે કે......'

ગોવિંદે જાણ્યું કે સુસ્મિતાના મોં ઉપર જરૂર હાસ્ય ફરકશે. પણ એ તો એ જ ગંભીર ભાવે બેસી રહી હતી.

ગોવિંદે માન્યું કે પતિ આગળ હજુ એનો ક્ષોભ પૂરો ગયો નથી લાગતો. અને એ ક્ષોભ દૂર કરવામાં પોતે ભાગ ભજવે એ પોતાની ફરજ છે માની, એણે કહેવા માંડ્યું: 'સુરેન્દ્રભાઈ, સાંભળો ત્યારે સુશીલાનાં પરાક્રમ. આગલે દિવસે અમે બનેએ કૈલાસબા પાસેથી કહાન ગોપીની વાતો સાંભળી હતી: કૈલાસબાના જમણા પગ ઉપર માથું મૂકીને એ સૂતી હતી. ડાબા પગ ઉપર માથું રાખીને હું સૂતો હતો. ગોપીઓનાં કપડાં લેઈને કૃષ્ણ કદમના ઝાડ ઉપર ચડી ગયા. ગોપીઓ એને વિનવે છે, એ વાત આવતાં સુશીલા બેઠી થઈ ગઈ. બોલી: 'બા! એ તો ગોપીઓ એવી કે એને કાલાવાલા કરે બાકી હું હોઉં તો......'

"કૈલાસબાએ પૂછ્યું: 'તું હોય તો શું કરે?'

"સુશીલા: 'કૃષ્ણ નહાતા હોય ત્યારે કપડાં લેઈ હું પણ કદમના ઝાડ ઉપર ચઢી જાઉં.'

"હું પણ વાતના તાનમાં આવી જઈ બેઠો થઈ ગયો. બોલ્યો: 'ઝાડ ઉપર તું ચડનારી ન જોઈ હોય તો.'

"સુશીલા: 'જોવું છે?'

"મેં કહ્યું: 'હા.'

"અને સુરેન્દ્રભાઈ, સાચે જ, બીજે દિવસે અમે બધા છોકરા નિશાળ છૂટયા પછી તળાવમાં નહાવા પડયા ત્યારે બધાંનાં કપડાં ભેગાં કરી, પાળ ઉપર બાવળનું ઝાડ હતું તેના ઉપર, આ અત્યારે સુશીલ થઈને બેઠી છે તે ચડી ગઈ, તે ચડી જ ગઈ."

ત્રણે જણ હસી પડયાં.

"આરે ધોતાં બૈરાં અમારી મશ્કરી કરવા લાગ્યાં કે, ઢાંકણીમાં પાણી લેઈ ડૂબી મરો. છોકરા થઈને છોકરીથી હારી ગયા!'

"ડાળ ઉપર બેઠેલી સુશીલા બોલી: 'છોકરી થઈ એટલે કંઈ છોકરાથી બીએ? કૃષ્ણના દિવસો ગયા હવે. આજની ગોપી મહી ઢોળવા જતા કૃષ્ણનું માથું ભાંગશે, એ યાદ રાખજો."

ન માન્યા જેવી વાત સાંભળતો હોય તેમ સુરેન્દ્રે પૂછ્યું: 'એ બોલનાર આ સુસ્મિતા?'

ગોવિંદ તાનમાં ને તાનમાં બોલ્યો: 'હા, એક વખત એના પગ અહીંની ધરતી ઉપર અડવા તો દો. અહીં પણ એ ગોપી જ થઈ રહેશે.'

સુરેન્દ્ર: 'ધેટ ઇઝ માય એમ્બીશન.'

ગોવિંદે સુસ્મિતા સામે જોઇ કહ્યું: 'તારું બધું પોકળ ઉઘાડું પાડી દેઉં ને ?'

સુરેન્દ્ર: 'એમને અહીં આવ્યાં છ માસ થયા આવ્યા પણ ક્ષોભ ગયો નથી. એ દૂર કરવા મેં આપને બોલાવ્યા છે. કોઈ કોઇ વખત આમ આવતા રહો તો હું માનું છું કે સુસ્મિતાનો ક્ષોભ વહેલો દૂર થઇ જાય. મેં તો ધાર્યું હતું કે તમે સ્કૂલ કમ્પેનિયન જ હશો. પરંતુ કૈલાસબહેને તમને મળવા બોલાવ્યા એટલે કુટુંબ સાથે પણ સંબંધ છે, એમ ખબર પડી. બાકી સુસ્મિતાએ આવાં મીઠાં સંસ્મરણો કહેલાં જ નહિ.' અને એના સામે જોતાં ઉમેર્યું: મેં નામ પાડવામાં પણ મોટી ભૂલ કરી છે. જેનામાં સ્મિત નથી, એને મેં વળી સુસ્મિતા બનાવી !'

ગોવિંદ: 'મને તો સુસ્મિતા કરતાં સુશીલા નામ જ ગમે છે.'

સુરેન્દ્ર: 'એ તો ક્યારનું મારી ધ્યાનમાં પણ આવી ગયું. તમે એને સુશીલા જ કહો છો.'

ગોવિંદ: 'સુશીલા સાથે એટલાં મીઠાં સંસ્મરણો જોડાયેલાં છે કે એ નામ હું બદલી શકું નહિ. અને બદલું તો એ સંસ્મરણો તાદૃશ્ય ખડાં પણ ન થાય.' અને એવું એક સંસ્મરણ તાજું કરતાં ગોવિંદે કહ્યું: 'ગમે તેની સાથે જમવામાં ધર્મનો કંઈ બાધ નથી, એ તો આજે, બાકી અમારા ગામડામાં તો એ એક મોટો ધર્મનાશ ગણાય. છતાં અમારી બંને વચ્ચે એટલી માયા કે સાથે ન જમીએ તો મઝા ન પડે. કૈલાસબા ગામના લોકોની ટીકા ખાતર અમને ખાનગીમાં સાથે બેસાડીને જમાડે. પણ એકવાર અમે આબાદ પકડાઈ ગયાં. મારે ઘેર બારણું વાસીને અમે બંને થાળી

ખાતાં હતાં. થોડું ખાઈને સુશીલા ધરાઈ ગઈ એટલે મેં મારા હાથે એને ખવરાવવાનો આગ્રહ કર્યો. તે જ ઘડીએ જાળીમાંથી એક બીએ અમને જોયાં અને......'

સુરેન્દ્ર એ સંસ્મરણથી ઘણો ખુશી થયો હોય તેમ બોલ્યોઃ 'તમારાં સ્મરણો નવલકથા જેવાં મઝાનાં લાગે છે. આઈ થીંક, મુનશી કેન રાઈટ એ માસ્ટરપીસ ફ્રોમ ધીઝ.'

ગોવિંદે કહ્યુંઃ 'આમાંથી તે શું ધૂળ નવલકથા થાય. આવાં ગાંડાંઘેલાં સ્મરણો તો દરેકના જીવનમાં હોય.'

સુરેન્દ્રઃ 'નવલકથાઓ આવા અનુભવોમાંથી જ ઊભી થતી હોય છે. મુનશીની 'વેરની વસૂલાત' તમે વાંચી છે ?'

ગોવિંદે કહ્યુંઃ 'ના.'

'ઓહ !' સુરેન્દ્રે નવાઈ સાથે શૉક અનુભવતાં કહ્યુંઃ 'યુ ડીડન્ટ રીડ મુનશી ?'

ગોવિંદ ધીમેથી બોલ્યોઃ 'ગુજરાતનો નાથ, પાટણની પ્રભુતા, એ સીરીઝ મેં વાંચી છે.'

સુરેન્દ્રે સલાહ આપતાં કહ્યુંઃ 'યુ આર નાવ એ કૉલેજિયન. યુ મસ્ટ કીપ લેટેસ્ટ ટચ વીથ ગુજરાતી લીટરેચર.' અને એણે સુસ્મિતા સામે જોઈને પૂછ્યુંઃ 'તમે વેરની વસૂલાત વાંચી છે ને !'

સુસ્મિતા ડોકું હલાવીને હા પાડત. પરંતુ એ રીત સુરેન્દ્રને અસભ્ય લાગતી એટલે સભ્યતાપૂર્વક એણે કહ્યુંઃ 'સારી રીતે વાંચી છે.'

સુરેન્દ્રઃ 'તનમન અને જગતનાં પાત્રો યાદ છે ?'

સુસ્મિતાઃ 'હા.'

સુરેન્દ્રઃ 'એ બંનેનાં સ્મરણો પણ આવાં જ સરસ છે ને !'

ગોવિંદે કુતૂહલપૂર્વક પૂછ્યું: 'એમાં આવાં સ્મરણો છે ?'

સુરેન્દ્ર: 'બરાબર આવાં જ.' અને એ નવલકથાની ઉત્પત્તિ અંગે જણાવ્યું: 'એ નવલકથામાં જગતનું પાત્ર જે છે તે મુનશીએ પોતાના ઉપરથી ઉપજાવ્યું છે. તનમન એમને નાનપણમાં જે છોકરી સાથે પરિચય થયેલો એ પાત્ર છે. અને એ ઉપર એમણે શું સરસ નવલકથા લખી છે !'

ગોવિંદના કુતૂહલે જોર કર્યું. પૂછ્યું: 'એ પાત્રોને એણે કેમનાં આગળ લીધાં છે ?'

સુરેન્દ્રે મોં મલકાવીને કહ્યું: 'એ તનમન અને તમારી 'તનમન'માં ડીફરન્સ છે. એ તનમનને બળજબરીથી એક વૃદ્ધ પતિ સાથે પરણાવવામાં આવે છે. જ્યારે તમારી 'તનમન' એક મનગમતા પ્રોફેસરને પરણી છે.'

બંને હસ્યા.

સુરેન્દ્રે સુસ્મિતાને ગંભીર જોઇને કહ્યું: 'બોલો, તમારું નામ બદલી નાખશું ? સુસ્મિતા તો જાણે સાવ ખોટું છે. તનમન રાખીએ તો ?'

ગોવિંદ: 'હું તો કહું છું સુશીલા જ એનું સાચું નામ છે.' અને સમયનો ખ્યાલ આવ્યો હોય તેમ એ બોલ્યો: 'હવે હું જાઉં ત્યારે.'

સુરેન્દ્ર અને સુસ્મિતા એને વિદાય આપવા ઊભાં થયાં.

સુરેન્દ્ર; 'કોઈ કોઈ વખત આવતા રહો. તમારાં સ્મરણો સાંભળવાની મઝા આવે છે.'

'જરૂર ! જરૂર !' કહી ગોવિંદે વિદાય લીધી.

*

સવિતાને લાચારીથી નારણુ મુકાદમની વીશી બાંધવી પડી હતી. બે મહિના તો ગાડું સરળ રીતે ચાલ્યું. પરંતુ પાછળથી એને જે બીતિ દેખાતી હતી એનાં ચિહ્ન જણાવા લાગ્યાં હતાં. સવિતાએ પહેલેથી અંબારામને કહ્યું હતું કે, આપણે એની પાસેથી વીશી ઉપરાંત વધારે પૈસા લેવા નહિ. એક તો જે દેવું થશે તે વાળવાની કોઈ શક્યતા ન હતી. વળી એવા ખરાબ માણસના પૈસા લીધા હોય એટલે આપણને લાચાર બનાવે.

પરંતુ સવિતાની એ વાત અંબારામે સ્વીકારી નહિ. બે મહિનામાં જ નારણુ મુકાદમના સાઠ રૂપિયા અંબારામે વીશીની લહેણી નીકળતી રકમ ઉપરાંત લીધા હતા. એમાંથી અનાજવાળા, કોલસાવાળા અને પાનબીડીવાળાને નામાના આપી દીધા હતા. ચાર માસનું પાછલું ભાડું ચડયું હતું તે ત્રણ માસનું ચૂકતે કર્યું હતું. છતાં બીજા ત્રણ માસ તો ચડી ગયા હતા. આ સ્થિતિમાં અંબારામ તો શું, કોઈ પણ માણસ ધીરનાર હોય તો દેવું ન કરવાનો સંયમ રાખી શકે નહિ.

સવિતા પણ એ રીતે વિચારતાં અંબારામનો દોષ જોતી ન હતી. એને પોતાની જ ભૂલ દેખાતી હતી. જો નારણુ મુકાદમની

વીશી બાંધવાનો વિરોધ એને પહેલેથી કાયમ રાખ્યો હોત તો અંબારામને ખસવાનું ન રહેત.

પરંતુ ગરીબાઈને લીધે એણે પતિની એ દરખાસ્તનો વિરોધ ન કર્યો. એની પાછળ એની ગણતરી પણ જુદી હતી. ભલે નારણ ખરાબ માણસ હોય, પરંતુ પોતાની દાનત જ્યાં સુધી શુદ્ધ છે ત્યાં સુધી ડરવાનું કારણ ન હતું. વળી પાર્વતીના સંબંધમાં જે ઇતિહાસ હતો એ વાત પણ સવિતા કરતાં જુદી હતી. એમાં તો પાર્વતી એકલી સંમત ન હતી, પરંતુ એનો ધણી એ અંગે જાણીને આંખ આડા કાન કરતો હતો. અંબારામનો સ્વભાવ એથી સાવ જુદો હતો. એને એવી ગંધ આવે તો નારણ મુકાદમને તો શું પણ સવિતાને ઠેકાણે પાડતાં એ અચકાય નહિ. જોકે આવો કોઇ અનુભવ ન હતો, છતાં એના આકળા સ્વભાવ ઉપરથી સવિતાએ એ અનુમાન કર્યું હતું. એટલે એ ગણતરી ગણીને છેવટ એણે નારણ મુકાદમની વીશી બાંધવાની ન છૂટકે સંમતિ આપી હતી.

પરંતુ એ બધી ગણતરી એને હવે ઊંધી વળતી દેખાતી હતી. નારણ મુકાદમે એ મહિનામાં પોતાની જાળ પૂરી બિછાવી લીધી હોય તેમ લાગતું હતું. આ વખતે પગાર થશે ત્યારે ઘરધણીને ભાડું ચૂકવવાનો પણ વિશેષમાં એણે વાયદો કર્યો હતો. અંબારામે પણ ઉઘરાણી કરવા આવેલા ઘરધણીને એ પ્રમાણે કહ્યું: ' નારણ મુકાદમનો પહેલીએ પગાર થશે એટલે તમારું ચૂકતે ભાડું આપી દેઇશ. '

ઘરધણી કંઈ બોલ્યા વગર સવિતા સામે ફક્ત મોં મલકાવીને ચાલ્યો ગયો. એ દૃષ્ટિમાં એણે સવિતાને ન કહેવાનું કેટલુંય કહી નાખ્યું હતું. તે સમજી જતાં, એના વિદાય થતાં સવિતા બોલી ઊઠી: ' તમે આ શું કરવા બેઠા છો ! '

'શાનું ?' અંબારામે ન સમજ પડવાથી પૂછ્યું.

'તમને ખબર છે કે નારણ મુકાદમના પૈસા લેઈને તમે શું કરી રહ્યા છો !'

સવિતાની એ વાતોથી અંબારામ એટલો બધો ધરાઈ ગયો હતો કે તરત ચિડાઈ જતાં એ ગાજી ઊઠયોઃ 'જગતમાં બસ તું જ સતીનું પૂછડું લેઇને આવી છે, નહિ ?' અને રોષમાં એથી વિશેષ ઉમેર્યું: 'એવી ડાહી ડાહી વાતો મને તારા કરતાં ઓછી નથી આવડતી. પણ તારે ઘર ચલાવવાનું હોત તો ખબર પડત. એ તો હું હજુ એટલો સારો છું કે લોકોને જેમના તેમના જવાબ દેઈ ટાઢા પાડું છું. સુખેદુઃખે ગાડું ગબડાવું છું. બાકી, પૂછી જો જરા નીચે જઈ પાર્વતીને, કેશવલાલ બેમાર નથી તે આખું ઘર એને ચલાવતાં શું થાય છે તે !'

સવિતા ડુસકે ચડી.

અંબારામ એની એ ખીજમાં બોલતો હતોઃ 'કશું કહીએ એટલે આ રડવા લાગી. મારું લોહી પીવા આવી છે તું તો લોહી પીવા. તને પરણીને હું તો દુઃખી દુઃખી થઇ ગયો. એકલો હતો ત્યારે મઝાથી લહેર કરતો હતો. તારા કજાતનાં પગલાં મારા ઘરમાં આવ્યાં ત્યારથી માથે દુઃખનાં ઝાડવાં ઊગવાનાં હવે બાકી રહ્યાં છે!'

નારણ મુકાદમે પાર્વતી મારફત આ વાત જાણી એટલે એ પણ એની જાત ઉપર ગયો. એને થયું—હું વળી ધીમે ધીમે મારું કામ કરવા માગું છું ત્યારે એ રાંડ મને નિર્બળ માને છે. હવે તો રૂપિયા ન આપું ને ધાર્યું પાર પાડું.

અને એણે જમવા આવવાનો બપોરનો સમય બદલ્યો. મિલ છૂટે ત્યારે બંને જણ સાથે જમવા આવતા. પરંતુ હવે તેણે અર્ધો

કલાક વહેલા આવવાની શરૂઆત કરી. મુકાદમ એટલે એને કોઈ પૂછનાર નહિ, હેડ જોબર પણ એની દાદાગીરીથી બીએ, એટલે આવા નજીવા કારણસર ટોકે નહિ. બહાનું કાઢયું કે બપોરે ખાવા આવવાજવામાં અર્ધો કલાક જતો રહે છે એટલે આરામનો વખત મળતો નથી.

સવિતા એ એકલો આવવા લાગ્યો ત્યારથી મનમાં ફફડયા કરતી હતી. નારણ મુકાદમ એની એ બીક પામી ગયો હતો. એક દિવસ એ અંગે ઇશારો કરતાં એણે કહ્યું: 'સવિતા ! મારાથી બીવાની કંઇ જરૂર નથી. હું વાઘ નથી તે તને આખી ને આખી ખાઈ જઇશ. આદમી બીને એવી રીતે ખાય છે કે ભેદટો એ જ ખવાય છે.'

સવિતા કંઈ ન બોલી. થયું કે જો બોલીશ તો એ એની જાત ઉપર જશે. હો હા થશે તો પોતાની જ આબરૂ જશે. એની આબરૂ તો ગયેલી છે જ એટલે એને કંઈ પડી નથી. વળી નીચે પાર્વતી બધે ફેલાવો કરવા ટાંપીને બેસી રહી હતી, એ વૃત્તિ પણ સવિતા કળી ગઇ હતી. એ સ્થિતિમાં મન માર્યા વગર એનો છૂટકો ન હતો. નારણ તે દિવસે એથી આગળ ન વધ્યો.

સાંજે એણે અંબારામને એ વાત કરી. સવિતાએ માન્યું હતું કે આટલી હદ સુધીની વાત એ સહી નહિ શકે. પરંતુ એના તરફથી જુદો જ જવાબ મળ્યો: 'એ તો એનો સ્વભાવ છે. ગમે તેની મશ્કરી કર્યા વગર એ નહિ રહેવાનો. એક દિવસ મિલમાં શેઠાણી એમનાં મહેમાન લેઇને મિલ બતાવવા આવ્યાં હતાં ત્યારે એણે એમની પણ મશ્કરી કરી હતી.'

સવિતા રોષભર્યે અવાજે બોલી: 'તે શું શેઠાણીને સાંભળતાં એણે મશ્કરી કરેલી ?'

અંબારામઃ ' શેઠાણી જેવાંની પાછળથી મશ્કરી કરે તો મારા તારા જેવાંની સામે કરે એમાં શી નવાઇ ! '

સવિતાઃ ' મારા ઘરમાં એ નહિ ચાલે. '

અંબારામ ખિજાઇ જતાં બોલ્યોઃ ' તું મોટી સતી સીતા છે તે જાણી. કોઇ મશ્કરી કરે એનાથી ખિજાઇ જાય એવા ચોખલીઆ- વેડા મને ગમતા નથી. '

' આ તમે શું બોલો છો ! તમારી બાયડીની સમે માણસ... '

' પરાયો માણસ કરીને એણે તારી આબરૂ તો નથી લીધી ને ! '

' એ આબરૂ લે એ દહાડો તમારે જોવો છે ! '

' બસ, એમ બોલી નાખ્યું એટલે આબરૂ લેવાઇ ગઈ! આપણી દાનત સાબૂત હોય તો આબરૂ લેનાર છે તો કોઇને જોતો નથી. '

સવિતાને માથે આભ ફાટયું હોય તેમ લાગ્યું. અંબારામ આગળ દલીલ કરવી એને વ્યર્થ લાગી. એ મૂગી મૂગી એકાંતમાં રડી રહી.

અને જાણે અંબારામ પતિ થઇને જે શબ્દો ખુલ્લે ખુલ્લા ન કહી શક્યો, તે પાર્વતી મારફત કહેવડાવતો હોય તેમ પાર્વતી સાથે વાતચીત થતાં સવિતાને લાગ્યું. પાર્વતીએ અંબારામને ધીમે ધીમે પોતાના પક્ષનો કરી લીધો હતો. એના દુઃખ પ્રત્યે સમય આવ્યે એ સહાનુભૂતિ બતાવતી. વખત આવ્યે સ્થિતિ પ્રમાણે વર્તવાની સલાહ આપતી. અને ઝેર માણસને મારી નાખે તેટલું કાતીલ હોવા છતાં ધીમે ધીમે માણસને એ સદી જાય છે, તેમ અંબારામને પાર્વતીની સ્થિતિ સદતી જતી હોય તેમ એના બોલવા ઉપરથી લાગતું હતું.

ઉપરના માળે શું બને છે તે પાર્વતીથી છાનું રહે તેમ તો હતું નહિ. પૂરેપૂરી વિગત નારણ મુકાદમ કે અંબારામ મારફત એ જાણી લેતી હતી. અંબારામ જીતાતો જતો હતો એટલે એને ખાતરી હતી કે સવિતાને હાર્યા વગર છૂટકો ન હતો.

વાત ઠેઠ સુધી આવી પહોંચી હતી એટલે ઉઘાડે છોગે સવિતાને વાત કરવામાં પાર્વતીને સંકોચ ન રહ્યો.

પાર્વતી બોલી: 'સવિતા ! મારી સામે આખું સરસપુર આંગળી કરે છે એ મારી જાણ બહાર નથી, હોં.'

ઊભી થઇ જતાં સવિતાએ કહ્યું: 'એવી વાત સંભળાવવા તમે મને બેસાડી છે, એમ ?'

પાર્વતીએ એનું કાંડું પકડી નીચે બેસાડતાં કહ્યું: 'આજે હું તને પડદો રાખ્યા વગર ચોખ્ખે ચોખ્ખું કહી દેવા માગું છું.'

સવિતા ફરી ઊભી થવા લાગી.

પાર્વતી એને બેસવાનો આગ્રહ કરતાં બોલી: 'તારે નહિ સાંભળવું હોય તો પણ સંભળાવવાની છું.' અને તેણે કહેવા માંડયું: 'લોકો તો આંગળીઓ કરીને છૂટા રહે છે. એમને કોઇનું ઘર ચલાવવા નથી જવું પડતું.'

સવિતા સમજી ગઇ હતી કે સાંભળ્યા વગર છૂટકો ન હતો, એટલે એણે વચ્ચે બોલ્યા વગર સાંભળી લેવાનું નક્કી કર્યું. બાકી એના મનમાં સામો સવાલ આવી ગયો હતો કે, ઘર ચલાવવા વેશ્યાવૃત્તિ કરવી પડે તો એથી મરી જવું બહેતર.

પાર્વતી કહેતી હતી: 'લોકો મારા કરતાં 'એમની' સામે વધારે આંગળીઓ કરે છે, એ પણ જાણું છું. પણ એમણે ઘરનું

દુઃખ જોયું છે. આંખ આડા કાન ન કરે તો ઘર ન ચાલે, એ પણ સારી પેઠે જાણે છે.'

સવિતા નીચું જોઈને સાંભળતી હતી એટલે પ્રશ્ન કરતાં પાર્વતીએ કહ્યું: 'સમજણ પડે છે ને હું શું કહું છું તે?'

સવિતાની ઇચ્છા નહોતી છતાં બોલી જવાયું: 'મારે એ કશું નથી સમજવું. તમારે જે કહેવું હોય તે કહી નાખોને.'

'એમ! અહીં બેસતાં એટલી બધી લાજ આવે છે?' પાર્વતી ઉઘાડી પડી હતી એટલે ખુલ્લે છોગે બોલતી હતી: 'તને લાજ આવે છે તે હું નથી જાણતી એમ નહિ મારી જોડે તું થોડો સંબંધ રાખે છે તે પણ બીકની મારી, એ પણ હું સમજુ છું. તને એમ છે કે હું નાગી રાંડ છું એટલે તારું બદનામ કરીશ...'

'મેં તમને એવું કદી કહ્યું નથી.' સવિતાએ વચ્ચે કહ્યું.

'કહ્યું નથી, પણ તારું મન હું કળી ગઈ છું.' પાર્વતી એટલું બોલીને અટકી.

વચ્ચે બોલવામાં માલ નથી માની સવિતા એનો ઇન્કાર કર્યા વગર મૌન રહી.

પાર્વતી: 'નારણ મુકાદમ તમારો કોઈ સગો નથી એ તો તું અને તારો વર બંને જાણો છો. તમારી બજારમાં કેટલો શાખ છે એ પણ એની અજાણ નથી. છતાં એ તારા વરને રૂપિયા આપ્યા કરે છે તે શું એમ સમજીને કે એ પાછા આવવાના છે?'

સવિતા હવે સહી ન શકી. ઊભી થઈ ગઈ. બોલી: 'એ ગમે તે માનતો હોય. હું તો એ પાછા આપવામાં જ માનું છું.'

પાર્વતી પણ ઊભી થતાં બોલી: 'તું તો મોતીએ ચોક

પૂરવા માગતી હોઇશ. પણ ધણી પાસે ફૂટી કોડી નથી એ કેમ ભૂલી જાય છે?'

સવિતા કંઇ જવાબ ન આપી શકી.

પાર્વતી બોલી: 'કપડામાં બધાં નાગાં છે. તું પણ આ બધું નથી સમજતી એમ હું નથી માનતી. છતાં તને આજે ચોખ્ખી વાત કહી દેવા માગું છું.'

સવિતાએ મેડે જવા પગ ઉપાડતાં કહ્યું: 'મારે આ બધું નથી સાંભળવું.'

પાર્વતી: 'મેડે જઇશ તો મેડે આવીને સંભળાવીશ. બારણાં બંધ કરીને બેસીશ તો ઘાંટા પાડીને સંભળાવીશ. પુરુષ થઇને, એ વાત મોઢામોઢ નથી કહી શકતો, એટલે એ વાત મને સોંપી છે.'

લાચારી અનુભવતી હોય તેમ સવિતા ઉપાડેલા પગ ત્યાં જ સ્થિર કરીને ઊભી રહી.

પાર્વતી: 'નારણ મુકાદમની દાનત તો તું જાણે છે. તારા ઘરનો ભવાડો ન થાય માટે એ ધીમે ધીમે કામ લેઇ રહ્યો છે. પણ જો તું આમ ને આમ......'

સવિતા દાદર જતાં બોલી: 'જે બોલતાં આદમીને શરમ લાગી તે તને બોલતાં......'

પાર્વતી: 'આદમીને બોલતાં શરમ આવે છે એ ખરું. પણ તને ખબર છે કે આદમી કામ પાર પાડીને રહે છે, જ્યારે શરમ ન રાખનાર સ્ત્રી, શરમમાં એનો સામનો નથી કરી શકતી!'

સવિતા દાદરને છેલ્લે પગથિયે સામો જવાબ આપ્યા વગર ચડી ગઇ, એટલે પાર્વતી બોલી: 'બસ, આ એક બોલ સાંભળતી

જા. નારણ મુકાદમની ઇચ્છામાં તારા વરની પણ સંમતિ છે એ ના ભૂલતી.'

સારું થયું કે સવિતાના બંને પગ તે વખતે અંદર મૂકાઇ ગયા હતા એટલે એ ગબડી તો પણ મેડા ઉપર ફસડાઇ પડી. બાકી, દાદર નીચે જ ગબડત.

કોઈ ઘાયલ થયેલા શિકાર ઉપર ક્રૂર શિકારી પ્રહાર ચાલુ રાખે તેમ પાર્વતી ઘા કર્યે જતી હતી: 'આ તો હજુ તેં કંઇ જોયું નથી. એમ ફસડાઇ પડયે કંઇ તું બચવાની નથી. અમદાવાદની આથી ગંદી ગલીઓ તેં જોઇ નથી. અહીં તો ધણી આંખ આડા કાન કરે છે, જ્યારે બીજે ધણી જાતે ઘરાક શોધી લાવી...'

